હતા. તે મુજબ આજ રાતનાં પણ એજ જણા હોવાથી સુઇ શકીયા હતા, નહીં તો કે જો બીજાઓ હતે તો બેસીને રાત કહાડવી પડતે. અમો માલાગા ઉતર્યા હતા ત્યારથી તે આજ સુધી ગ્રેનેડા સીવાય બધાં ગામોમાં ગરમી મુંબઈના મે માસના જેવી પડી હતી ને આ ગરમીનો વખત હોવાથી હમેશાં તેમજ રહેછે.

**તા૰ ૧૨ મી મે સને ૧૮૮૭** અને વાર ગ્રેઉ રોજ આસમાન અને માહા આવાંધઝદ—આજે સવારનાં છ વાગે અમો લીસબન શેહેરનાં સ્ટેશનપર પુગ્યા હતા. જ્યારથી ઉજાસ પડવા માંડયો (આસરે ચાર વાગેથી પડેછે પણ અમો પાંચ વાગે જાગ્યા હતા) ત્યારથી આસપાસનાં ખેતરો લીલોતરી ભરેલાં તથા દરાખના માડવા, નારંગીનાં ઝાડો તથા ઓલીવસનાં ઝાડોની ઘટાથી ભરેલાં દીસતાં હતાં. લીસબન પુગવાની આસરે પોણો કલાક આગમચ ત્યાંની વખણાયલી ટેગસ (Tagus) નદી મળી હતી જે પેહેલાં તો જાણે દરીયો હોય તેમ પેલી બાજુએ પાણી અને આસમાન સીવાય કશું દીસ્તું ન હતું, પણ જેમ નજદીક આવતા ગયા તેમ જરા જરા સાંકડી થઇ ગઇ અને આસરે બે મૈલની પોહોળાઈપર લીસબન શેહેર શરૂ થયું હતું. એ જગ્યાપરથી વાહાણો તથા આગબોટો ટપેટપે મલતી હતી તેમાં ઘણુંખરાં બુચનાં ઝાડની છાલ તથા વાઇનનાં પીપો ભરાતાં હતાં. અમો સ્ટેશનપર લીસબનમાં ઉતરીને (જ્યાં અમારો સામાન ફરીથી કસ્ટમવાળાઓએ તપાસ્યો હતો) ઈહાં (Grand Hotel Central) ગ્રાંડ હોટેલ સેનત્રલમાં ઉતારો લીધો હતો અને નવ વાગે શેહેર જોવા નીકળ્યા હતા. પેહેલાં ઈહાંનું દેવળ જોયું જેનો બાહારનો દેખાવ દમણ તથા વસાઈમાં જે ફીરંગીનાં જુનાં દેવળો છે તેને મળતો આવે છે. એની અંદરનાં ચેપલો તથા આલટર સ્પેનનાં બીજાં દેવળો આગળ જોતાં ઘણાં સાદાં લાગતાં હતાં. ફકત ઉંચાઈમાં અંદરથી સારાં છે અને થાંભલાઓ ચાર થાંભલાની વચ્ચે ગોળ બીજા થાંભલાઓનાં કરી ઘણા મોટા કીધેલા હતા. એની દેવાલનો નીચેનો ભાગ મીનટન ટાઈલની તરેહ તથા ચીતારનો બનાવેલો છે. એ દેવળ સને ૧૬૨૨માં બાંધેલું છે. એ જોઇને અનેનાં

બ્રેગેનઝા વંશના પાદશાહો (હમણા પાદશાહ છે તે ખાનદાન)ની દાટવાની જગોવાળું દેવળ જેને Igreja E Mostiero De S. Vicente અથવા સેંટ વીનસેન્ટ કરી કહે છે તે હનેવા ગયા હતા. એ દેવળ સને ૧૧૪૭માં આલફોનસો હેનરીકે લીસબન ટલ્યું તેની યાદમાં બાંધ્યું હતું અને તે સેંટ ઓગસ્ટીનવાળા મહવાગીઓને સોપ્યું હતું તે ચાર સદીમાં ભાગી પડતી હાલતમાં આવવાથી તે વખ્તે સ્પેનનો રાજા ફીલીપ બીજો જેણે લીસબન આગળ રાજાઓ પાસેથી ગજે પડીને છીનવી લીધું હતું તેણે લીસબનની રૈયતને ખુશી કરવા એ દેવળ નવેસરથી સને ૧૫૮૧ માં બાંધ્યું હતુ જેનો પાયો ખણતાં રોમના વેમપીરીઅન રોહેનશાહાને નામની તખ્તી મળી હતી. એ દેવળ ૪૫ વર્ષ અને ૧૬૨૭મા બધાઇ તૈયાર થયું હતુ. એની બાહાર દરવાજા આગળ મુખરાપર સાત પવીત્ર પુરૂષોનાં પુતળાઓ મુકેલા છે એના હાઇ આલટરની બાજુપર બીજા બે ચેપલો છે જેમાંનુ એક વરજીન મેરીવાળુ અસલનું છે તે સઘળુ સંગેમરમરના રંગીન પથ્થરનું ઇનલેક વર્કનુ બનાવેલુ છે અને તેની સામે અસલ એવુજ હતુ તે ઇહાના મોટા ધરતીકંપ વખ્તે પડી જવાથી તેની લાકડાની નકલનું બનાવ્યુ છે એ છેલ્લા આલટરની હેઠલ હાલનાં બ્રેગેનઝાના પાદશાહી ખાનદાનના અસલ વડા Nuno Alvaros Pereira ને દાટેલો છે. હાઈ આલટરની જમણી બાજુએ એક ઓરડામાં પોરટુગલના (પેટ્રી આર્કેસો) વડા પાદરીઓ જેઓ બધા કારડીનલો હતા તેઓના મુડદાની પેટીઓ મુકેલી છે જેમાનો સૌથી જુનો ૪૬ વર્ષ પર મુવો હતો. એવા છ પાદરીઓના કફન છે તેમાનો સૌથી છેલ્લો પાદરી સને ૧૮૮૩મા મરણ પામ્યો હતો તેનું કફન ઊંનાડું રાખીને તેનીપર કાચ જડેલો છે જેમાથી તે સુતેલો દીસે છે એ મુડદાની ઉપર સફેદ ફુગ આવી ગયાથી તેનુ મોહોડું તદન દીગનુ નથી એ પાદરીઓ કારડીનલ હતા તેથી તેઓની કારડીનલની લાલ તોપીઓ તેઓનાં કફન આગળ દેવાલપર લટકાવી રાખી છે હાઇ આલટરની બેજી બાજુથી જરા દુર હમણાના પોરટુગલના પાદશાહના ખાનદાનના આગળા પાદશાહ રાણીઓને એક મોટા લાંબા ઓરડામા કફનોમા પ્લેટફોર્મની ઉપર ચારે બાજુ હારબંધ મુકેલા છે તે માહેના પેહેલા પાદશાહ ડોન જુઓનનું

કફન એક મોટા સંગેમરમરના પથ્થરની કમરમાં મુકેલું છે બાકીની સઘળી કફનો દેખાતી રાખી છે વચમાં ડોન પેડ્રો ચોથાની કફન છે જે બ્રાઝીલનો શેહેનશાહ તથા પોરટુગાલનો રાજા હોવાથી તેની કફન ઉપર બે તાજો એ બેઊ દેશોના મુકેલા છે એનીજ હારમાં વચમાં એક બીજા પ્લાટફાર્મ ઉપર હમેશાં જે છેલ્લો પાદશાહ મરે છે તેની કફન રાખે છે તે મુજબ હમણાના પાદશાહનો બાપ ડોન પેડ્રો પાંચમાંની કફન તે ઉપર મુકેલી છે જે એની પછીનો પાદશાહ મરશે ત્યારે ઉચકીને બાજુપર મુકીને તે નવા મરનારને એ ઉપર મુકશે સૌથી છેલ્લો હમણાના રાજાનો બાપ ડોન ફરનાન્ડો જે સને ૧૮૮૫ના ડીસેમ્બરમાં મરી ગયો હતો તેનું કફન છે તે ઉપરથી કાચ મુકીને મુડદું દેખાતું રાખેલું છે એ મુડદું જાણે હમણાજ તે મરી ગયો હોય તેવું લાગે છે પણ એની ઉપરની ફુગ થોડી થોડી એના કપડા ઉપર આવવા લાગી છે એ ધણી પોતે શેહેનશાહ નહીં હતો, પણ ડોન પેડ્રો ચોથાની ડોકરીનો બીજો વર થતો હતો, જે છોકરી મેરાયા બીજી તખ્ત ઉપર આવી હતી ને તેને પેટે આગલો તથા હમણાનો પાદશાહ અવતરેલો છે તેઓની એણે તપાસ રાખી હતી અને તે લોકોમાં એટલો તો પળોતાયલો હતો કે તેના કફન ઉપર જથ્થાબંધ ફુલોના હારો તથા ગ્યબેો જાતજાતના જુદા જુદા દેશોના રાજાઓ તથા રૈયતની તરફના આવેલા મુકેલા છે એ જોઈને અત્રેની બજાર જોવા ગયા હતા જે કારખાનાઓની જેમ છુટા છુટા કાચના છાપરાઓ આવે છે તેવી છાપરાની ઘણી મોટી અને સારી ઢપની બાંધેલી છે તેમાં ઘણી જાતનો મેવો તેમાં આમેરીઓ ઘણી મોટા મદની તથા ચેરીસ લોકવાત ઇત્યાદી જાતના ફળો તથા ગોસ, શીકાર સઘળું વેચવા મુકેલું હતું એવી થોડીજ બજારો મોટાઇમાં બીજા યુરોપના દેશોમાં હશે ત્યાથી કારમેલાઈટ મઠસોને લગતા છેલ્લા ધરતીકંપમાં પડી ગયલા દેવળના ખંડીયરો જોવા ગયા (એ ધરતીકંપ દુનીયાના ધરતીકંપોના સૌથી જબરદસ્તમાંનો એક ગણાય છે, જે સને ૧૭૫૫માં લીસબનમાં થયો તે વખ્તે નજદીક પોણું શેહેર તારાજ કરી નાખ્યું હતું અને ત્રીસ હજાર માણસો તેમાં દટાઇ મુવાં હતા) તેનું છાપર તથા ઘુમટ સઘળું પડી ગયું છે પણ

આરકાંઓ જોકે નજદીક ૬૦થી ૮૦ ફીટ ઉચાં છે તે છુટા ટકી રહ્યાં છે જે ઘણા સરસ લાગે છે. એ દેવળને લગતી પથ્થરની નકશીની બારીઓ તથા બીજો સામાન ત્યાંજ ગોઠવીને મુકયો છે અને હાલ તેને મ્યુઝીઅમ જે પાસેજ આવેલું છે તેનો એક ભાગ હોય તેમ બનાવી તેમાથી જવાનો રસ્તો રાખ્યો છે. એ મ્યુઝીઅમ બધ હોવાથી અમો તે જોઇ શકયા નથી

પછી સેટ રોકનું (St Roque) દેવળ જોવા ગયા હતા એમા આરસીઓ ઘણા નામીચા ચીતારાઓની પાડેલી છે પણ સર્વેથી સરસ એમાનુ જોન ધી બેપટીસ્ટવાળુ ચેપલ જોવાલાયક છે, જેના જેવુ બીજું ચેપલ પોરટુગલમા તો શું પણ રોમ સીવાય બીજા કોઇ પણ દેશમાં નથી એમ કેહેવાય છે એ ચેપલ સને ૧૭૧૮મા જોન પાચમાએ શણગારી બધાવ્યુ હતુ તે વિષેની વીગત જાણવા જોગ હોવાથી અત્રે લખીયે છીયે એ સને ૧૭૧૮ના સાલમા સેટ ઇગનેશીઅસ લાઓલા જે જેસુઇટસોનો સ્થાપનાર હતો તેના મરણનો દીવસ પડયો ત્યારે ઊપલો પાદશાહ એ દેવળ જે તે પથના હાથમા હતુ ત્યા ભણવા ગયો, તે વખ્તે તેણે બધા ચેપલોમા ઘણી રોશણી તથા શીણગાર જોયો પણ આ ચેપલમા તેવું કશુ જોયુ નહીં તેથી તેનુ કારણ પુછવાથી માલમ પડયુ કે બીજા ચેપલો જે છે તે જુદા જુદા પથના પાદરીઓનાં હસ્તકમા હોવાથી તેઓ તેને શણગારે છે ત્યારે એ પાદશાહ બોલ્યો કે, "જ્યારે એ ચેપલ મારા નામવાળા (St John the Baptist) સેટ જોન ધી બેપટીસ્ટને અર્પણ કીધેલુ છે ત્યારે હવેથી હુ એની તપાસ લઈશ." એમ કહીને તે ચેપલને ભરીને તેની વીગત રોમ મોકલાવી પોતાના ત્યાંના એલચીને હુકમ કીધો કે એક ચેપલ સૌથી સરસ સામાનનુ ખરચની કાંઈ દરકાર કીધા વગર બનાવવુ. જેનો ફરમો(Van Vitelu) વેનવીતેલી એ બનાવી લીસબન જોવા મોકલ્યો, તે પાદશાહે પસદ કરી તેના ખરચ સારૂ ન મનાય એટલી રકમો મોકલાવી હતી એ ચેપલ પુરૂ થયુ ત્યારે તેને રોમના સેંટ પીટરના દેવળમા ઉભુ કીધું અને તેને પોપ બેનીડીકટ ૧૪માએ ઈજીતે પેહેલી મામ ૧૮૪૦ તે પર ભણ્યો હતો જે સારૂ

તેને સોના તથા હીરા મઢેલો એક પ્યાલો (Chalice) એક લાખ રૂપી યાની કીમ્મતનો એ પાદશાહે ભેટ મોકલ્યો હતો ત્યાર પછી તેને છુટ પાડી 'હા લાવી ગોઠવ્યુ પણ તે પુરૂ થાય તે આગમચ તો પાદશાહ પોતે મરણ પામ્યો હતો પણ એની પછીના પાદશાહ જોસફ પેહેલાએ સને ૧૭૫૧મા તે પુરુ મુક્યુ હતુ. એ ચેપલની બાહારની દેવાલ 'ફ્રોગલ'ની બનાવી છે અને તેને મોટા પડદાથી હમેશા ઢાંકેલા રાખે છે અંદરના આરકાનો ભાગ આલાબાસ્ટરનો બનાવેલો છે તેને લગતા બે બાજુપરના બારણાએ બ્રોન્ઝ ધાતુની ઊંચી નકસીના બનાવેલા છે દેવાલ કાળા મગેમરમર, આલાબાસ્ટર અને બીજા ઊંચા પથ્થરની છે તે દરવાજાના મથાળા ઉપર મોઝાકવર્ક (જેવુ રોમના સેંટ પીતરના દેવળમા છે તેવુ) ની બે સરી ગોઠની છે એ મોઝાક છુણા છુણા રંગીન પથ્થરો ગોઠવીને બનાવે છે જે એવુ તો સરસ "લાઇટ શેડ" સાથનુ હોયછે કે આપણે જો તે મોઝાકવર્ક છે કરી જાણુતા નહીં હોઇયે તો તેને ઓઇલ પેનટીંગ સમજીયે અને તેની ઊપર હાથ ઘસીયે છીયે ત્યારે ટાઢુ લાગેછે તેથીજ ખાતરી થાયછે કે મોઝાકવર્ક પથ્થરનુ છે એની કોરનીસ તથા સીલીંગ મધનુ Jald Antique નામના ઊંચા પથ્થરનીછે આલટરની ઊપર એક મોટુ મોઝાકવર્કનુ જોન ધી બેપટીસ્ટ ક્રાઇસ્ટને બેપટીઝમ આપેછે તેનુ પુતળુ મુકેલુ છે તેમા મથાળે ફરેસ્તાઓ પાડી ક્રાઇસ્ટને જોરડન નદીમા જાણે આમાદ પાણીમા ઉભો હોય તેમ તેના પગો પાણીમાથી દીસવા ઉપ્રાંત તેનો છાપડો પણ પાણીમા પડતો હોય તેવો પાડેલોછે અને તેને જોન બેપટીઝમ આપતા માથા ઉપર પાણી રેડે છે તેબી ઘણુ સરસ પાડેલુ છે તે ચીત્ર અસલ રોમના સેંટ પીતરના દેવળમા માઇકલ એનજીલોના પાડેલા ચીત્ર ઉપરથી ઉતારી લીધુ છે તથા બેઉ બાજુપરના ચીત્રોબી સારા ઉસ્તાદ ચીતારાએ પાડેલા રેનીનુ' એનનસીએશન (Annunciation by Guido Reni) અને ડીસેંટ ઓફ ધી હોલી ઘોસ્ટ રેફેઅલનુ (Descent of the Holy Ghost by Raphael Sanzio di Urbino) પાડેલાની નકલોછે એ દરેક મોઝાકવર્કની આરસીઓની બેઉ બાજુએ સેપીમ લેજુની નામના ઘણાજ ઊંચા

પથ્થરની પોપડીઓનાં થાંભળા બ્રાન્ઝ ધાતુના મથાળા અને જાલડ એનેટીકનાં એલેબાસ્ટરનાં પાયા(Basis)ઉપર મુકેલાછે. એ થાંભળાઓની પાછલતી દેવાલ આલાબસ્ટર તથા એમેથીસ્ટ નામના પથ્થરોની છે તથા ફરેસ્તાઓનાં પુતળાંઓ (Jasper) જાસપરનાં ઉંચા પથ્થરનાં બનાવેલાંછે આલટર અને મોઝાકવર્કની વચમાંની જગયા કોરલ એમેથીસ્ટ તથા લેપીસ લેજુલીની બનાવેલી છે તેના આલટરના ટપ્પા બ્રોન્ઝ ધાતુનાં અને આખું આલટર જાસપર એમેથીસ્ટ અને લેપીસલેજુલી મેલસેલનું બનાવેલું છે. એની જમીન રંગીન પથ્થરની ગલીચાના જેવી બનાવી તેની વચમાં દુનીયાનો દરો પાડેલોછે. એ ચેપલમાં ત્રણ મોટાં રૂપાંનાં ફાણસો લટકેછે તથા બે મોટા કેનડેલેબરા આઠ ફીટ ઉંચાઈના બે ગમ મુકેલાછે તે ઉપર ફરેસ્તાઓ તથા સેંટોના પુતળાંઓ ખુલાં કોતરેલાં છે. એ કેનડેલેબરા જે સંગીન રૂપાંનાછે તે એટલાંતો ભારીછે કે દરેકને ઉચકવા ચાર માણુસો જોઈયે છે અને તે ઉપર ૩૧,૬૦,૦૦૦નો ખરચ બેઠોછે. એ ચેપલને લગતો બીજો ઘણો સામાન ઉંચો કરી રાખેલો છે તે ઘણો કીમતી છે તે એ સેંટના દિવસ પરજ બાહાર કાહાડે છે તેમાં એક રૂપાંનો Frontal છે જેમાં બે ગમ ત્રણ ફીટ ઉંચા રૂપાંના ફરેસ્તા પાડેલા છે તેની કીમ્મત ફક્ત પચાસ હજાર રૂપીયાની છે. બીજી કેટલીક 'relics' યાને આગળા વખતની પુરાની જણસો છે તેનું રૂપું ૬૦૦ રતલ વજનમાં છે ને સુનેરી દોરાનો વણેલો એક ગલીચો છે તે ૩૭૦૦૦૦ ની કીમ્મતનો છે. એ ચેપલ પર ખરચ રૂપીયા વીસ લાખનો શામાન વગર થયલો કહે છે ને તે, કદમાં ભાયેગે દશ ફીટ પોહોળું ને ૧૫ ફીટ ઊંચું હશે. એનો પદડોબી સોનેરી કસબી તે વખ્તના ભરતનો છે. પણ જાણે આજે બનાવેલો હોય તેવો સરસ દીસે છે. એવા ૧૨ જુદા પડદાઓ છે જે વારા ફરતી બદલ્યા કરે છે. એ ચેપલની સામે બીજું એક ચેપલ સેક્રેમેન્ટનું છે તેબી ઉંચા સંગેમરમરનાં રંગીન પથ્થરનું બનાવેલું છે ને તેમાં દરાખના ઝુમખાઓ, પુતળાંઓ તથા બેસુમાર માણસનાં ડોકાંઓ કોતરેલાં છે જે ઉપર રંગ તથા ગીલીટ પણ ઘણી સરસ હોવાથી ઘણુંજ સરસ લાગે છે. એના આલટરનાં થાંભલાની વચ્ચે ચાર ખુણા કીધાં છે

તેમાં પુતળાંઓ ગોઠવેલાં છે. એ સીવાય બીજાં ૭ ચેપલો એ દેવળમાં છે તે સઘલાં જોવા લાયક છે. તેમાંની બેની દેવાલ ઈનલેડ રંગીન પથ્થરની જેવી હીંદુસ્થાનમાં આગરાનાં તાજ મેહેલમાં છે તેવી કીધેલી છે, પણ સેંટ જોન વાળાં ચેપલની બરોબરી એ બીજાં ચેપલો કરી શકે નહીં. જો કે એવાં બીજી ગમ હને તો તેઓનીબી તારીફ ઘણી થતે, પણ આની આગલ તે જાણે કશી બીસાદમાં ગણાતાં નથી. એ દેવળ જોઇને સેંટ જીરોમનું દેવળ ત્રણ મેલ દુર છે તે જોવા ગયા હતા અને એ અસલ સેંટ મેરાયા ડી બેલમ (De Belem) મઠને લગતું હતું. એ દેવળ જ્યારે વાસકોડીગામા (જેણે હીંદુસ્તાનનો દરીયાનો રસ્તો કેપને માર્ગનો પેહેલાં શોધી કાઢયો હતો,) પોતાની મુસાફરીએ નીકળ્યો ત્યારે એ જગ્યાપર એક નાનું ચેપલ હતું ત્યાં છેલ્લી ખોદા પાસે દુવા માગી વાહાણ ઉપર ચઢયો હતો. (તા૦ ૩ જી જુલાઈ સને ૧૪૯૭ ને દીને ચાર વાહાણો ૧૪૮ માણસ સાથે ટેગસ નદીમાંથી બેસી નીકળ્યો હતો. તે બે વર્ષે હીંદુસ્તાનથી ઘણો ખજાનો લઇને પાછો આવ્યો ત્યારે તે વખ્તના પાદશાહ ડોન મેન્યુઅલે તેની યાદગારીમાં ઉપજું દેવળ બંધાવ્યું હતું અને તેનો સઘળો ખરચ ઉપલા ખજાનામાંથી કીધો હતો. સને ૧૫૦૦માં એનો પાયો નાંખ્યો હતો. તે ઘણાં વર્ષે એની પછીના પાદશાહ જોન ત્રીજાના વખ્તમાં તૈયાર થયું હતું.

એ દેવળ જાણે વચમાં ગોળ ગુંબજ રોકું અને તેની ચારે બાજુ પર લાંબા હાલો હોય તેમ બંધાવ્યું હતું. એના બાહારની પોર્ટીકોપર આરકામાં ઘણી નકશી તથા પુતળાંઓ પથ્થરની અંદર કોતરેલાં છે તે એટલાં તો છે કે જાણે આખું આરકું તથા તેની ઉપર સઘળું જાણે પુતળાંઓનુંજ હોય તેમ દીસે છે. એ બારણાંની બેઉ બાજુએ ઉપરથી એ દેવળ બંધાવનાર રાજા ડોન ઈમેન્યુઅલ અને તેની રાણીનાં પુતળાંઓ છે અને બારણાને મથાળે ડોન હેનરીક કે જે શાહાજાદો નવા દેશોની શોધ કરવા તથા કરાવવામાં ઘણી મદદ તથા મેહેનત કરતો હતો તેનું પુતળું છે. તે ઉપાંત ૧૨ એપોસ્ટલસો (ક્રાઇસ્ટના

ચેલાઓ) નાં પુતળાંઓ પણ બીજી બાજુથી મુકેલાં છે અને સર્વેને મથાળે સેંટ માઇકલને ઉડતો પાડેલો છે. દેવળમાં અંદર જતાં પેહેલું ધ્યાન આપણું ચાર મોટા ઘણા ઊંચા થાંભલાઓ ખેંચે છે. તેઓ આસરે ૫૦ ફીટની ઊપરનાં ઘણા નકશીનાં, નાજુક દેખાવના, તથા જાણે એની ઊપરનાં ઘુમટને ઉચકવાને બીનશક્તિવાન હોય, તેવા લાગે છે. એ ચાર થાંભલાઓની ઉપર એક ઘણો મોટો ઘુમટ (Vaulted Roof) ૬૦ ફીટ પોહોળો તથા ૬૬ ફીટ ઊંચાઈનો ટેકવ્યો છે. થાંભલાઓ સફેદ સંગેમરમરના છે તે ઉપર જાનવરો, પંખેરાંઓ, પાંદડાં ઇત્યાદી કોતરેલું સરસ છે, એ થાંભલાઓની અરધ વચ્ચે આંઠ ગોખલા પુતળાં રાખવા સારૂં કીધેલાં છે, એ થાંભલાઓની વચમાં ઘણાં મોટાં તથા ઊંચ્યાં આરકાંઓ છે. જેની ઊપરથી પથ્થરના પુસ્તાઓ જાણે છત્રી ઊંધી ઉઘાડેલી હોય તેવી રીતે અર્ધ ગોળ તદન થાંભલા તથા આરકાંથી અલગા ચારે બાજુનાં ખુણામાંથી નીકળેલાં છે, અને તે પુસ્તાઓની વચમાં પેલો ગંજાવર ઘુમટ જાણે અલગ ટેકવી રાખેલો છે. એ ઘુમટની હેઠલ આડાઅટારા ઉપરથી વાળેલા ભારવતીઆ હોય તેમ એક એકની અંદરથી તે ગોઠવીને તે ભારવતીઆઓને એક એક સાથે ટેકવી તે ગુંબજ તેની ઉપર અલગો બનાવ્યો હોય તેમ દીસે છે. તેનો દેખાવ આપણને નીચેથી એવો લાગે છે કે જાણે ઘુમટ તદન અલગો ચાર થાંભલાપરનાં આરકાં ઉપર ટકેલો છે અને હમણાં હેઠે તુટી પડશે. એને વાસ્તે કહે છે કે, જ્યારે એ ઘુમત તૈયાર થઇ રહ્યો અને તેની હેઠલ ટેકાવ સારૂ જે પરાંચ તથા લાકડાં હતાં તે કાહાડવાનો વખ્ત આવ્યો ત્યારે બીજાઓ તેના બનાવનારને ઠપકો આપવા લાગ્યા કે જો પરાંચ કાહાડીશું તો ઉપરનો ગુંબજ તુરત પડી જશે, જો કે તેની પોતાની ખાતરી હતી કે એમ નહીં થશે. પણ પાદશાહના ધાકથી બીધો કે ને પરાંચ કાહાડયા આગમજ તેને તે મારી નખાવશે તેથી પોતે કેયે સંતાઇ રહ્યો ને પાદશાહાનાં મગજમાં પણ એ ધાસ્તી એટલી તો બેસી ગઇ હતી કે તેણે મારી નાખવાની ટેપ આપેલા બધવાઓને કહ્યું કે 'એ પરાંચ તમો ઉતારો ને જો તમો તેમાં દબાઇ નહી મરશો તો તમોને મારી આપીશું'." તે મુજબ તેઓએ પરાંચ છોડી

નાંખી. પેસો ગુંબજ જેવોને તેવો વગર પડવે ટકી રહ્યો, ન તે ખધવાઓને મારી મળવાથી તેજ પરાયના ઘેરા બાધીને તેઓ પાછળથી સારી ચાલચલણુથી રહ્યા હતા એની રીતનુ સરસ એ કામ બાંધેલુ છે કે ત્યાર પછીના લીસબનમાં થયલા ધરતીકંપની વખ્તે જ્યારે ઘણી મજબુત હવેલીઓ તથા દેવળો પડી ગયા ત્યારેબી એ ગુંબજને કશું નુકશાન થયુ હતુ નહી ને આજેબી જેવીને તેવી હાલનમા લોકોની અજાયબી વચ્ચે તે થોભેલો છે એ દેવળની જમીન લાલ, સફેદ તથા ભુરા રંગના સંગેમરમરની ભુમીતીના આકારોપરથી બનાવી છે એ ઘુમતના આરકાઓની પાછળથી ચારે બાજુપર "વીંગઓ" છે તે એ આરકા તથા તેના ચાર થાભલાઓને ટેકવી રાખે છે તેમા ચેપલો બનાવેલા છે. એમાના એક ચેપલમા ડોન જોન ત્રીજાના છોકરાઓની લાસ સંગેમરમરની પેટીઓમા ગોખલાઓની અંદર રાખેલી છે બીજા ચેપલમા સેંટ જીરોમનુ "પોરસીલેન"નુ આખુ ઘણી મોટી કીમ્મતનુ પુતળુ છે જે એક પોપે મોકલ્યુ છે હાઇ આલટર રૂપાથી મઢી લીધેલુ છે તથા તેની ઊપર સેક્રેમેન્ટ રાખવાનુ ઘર આસરે ૧૦ ફીટ જેટલુ ઊચ્ચુ તદન રૂપાનુ બનાવેલુ છે. તે ઊપર નકશી તથા પુતળાઓ ઘણા કોતરેલા છે એ સઘળું રૂપુ હીંદુસ્તાનથી પેહેલી વખ્તે પાછો ફર્યો ત્યારે વાસકોડીગામા લાવ્યો હતો ડોન ઇમેન્યુઅલ અને તેના છોકરાઓની પેટીઓ જુદા બાજુ પર મોટા ગોખલાઓમા બનાવતના હાથીઓ ઉપર ગોઠવી મુકી રાખેલી છે તે સઘળુ કાળા તથા સફેદ સંગેમરમરનું નકશી સાથનુ બનાવેલું છે એ ચેપલના થાભલાઓ આખા એકજ પથ્થરના સંગેમરમરના લાલ રંગના આસરે ૨૫ ફીટ ઊંચા તથા ૬ ફીટ ઘેરાવામા મુકેલા છે એ ઉપર લખેલુ સેંટ જીરોમનુ "પોરસીલેન"નુ પુતળુ એટલી તો નવાઇનુ તથા સરસ ગણાય છે કે તેને પેરીસ એક્ઝીબીશનમા જોવા પણ મુકયુ હતુ બીજી ગમનુ એ ચેપલ છે તેની બેઉ બાજુ પર ગોખલામા એકની ઉપર વાસકોડીગામાના પોતાના તથા બીજાની અંદર કેમીઓસ કરી ઇહાનો વખણાયલો કવી તથા તવારીખ લખનાર થઈ ગયો છે તેના હાડકા પેટીની અંદર રાખેલા છે, જેઓને સને ૧૮૮૦મા તેઓના પોતાના ગામોમા

દાટેલા કાહાડી લાવી ઈંહાં રાખેલા છે. એ દેવળમાં અસલ સોનાં રૂપાંની પ્લેટ તથા ખજાનાં, વાસણો ઈત્યાદી ઘણી મોટી કીમ્મતનું હતું, પણ ડોનપેદ્રોના રાજમાં એ દેશમાં ચાલેલી માંહોમાંહેની લડાઈ વખ્તે સઘળું બચાવાને નામે ટંકશાળમાં લઇ ગયો અને પછી નાણાંની તંગી પડવાથી તે ગાળીને સીક્કા પાડયા હતા. તોપણ ઈંહાં થોડુંએક એવું રહી ગયું છે. એ દેવળમાં થોડાંક ચીત્રોથી જોવાલાયક છે. તે જોઈને પછી એનીજ પાસે અસલ મઠ હતું, ત્યાં તેમાં રેહેનારાઓને કાહાડી મુકીને કાલેજ બનાવી છે તે જોવા ગયા હતા. એ જગ્યા ઘણી મોટી એક ચોકની આસપાસ ફરતી બાંધેલી છે. તે ચોકની ચાલનાં આરકાંઓ કાંઇ જુદીજ તરેહનાં નકશીનાં જોવાલાયક બનાવેલાં છે. અસલ આરકાંઓ બબે થાંભલા વચમાં અને બાજુએ બીજા થાંભલાઓ ઊપર ઊંચા કીધાં છે અને વળી તે આરકાંની અંદર અર્ધી ઊચ્ચાઇએ બીજા આરકાં વળનાં બનાવેલાં છે તેથી ઘણાં શોભે છે. એ કાલેજમાં ૫૫૦ છોકરાંઓને ધરમખાતે રાખી, ખવાડી પીવાડીને શીખવે છે જે સારૂં અસલ મઠની મોટી મીલકતોની આવક એને આપી છે તેમાંથી સઘળો ખરચ ચાલે છે. છોકરાંઓ સારૂં સુવાના ઓરડાઓ તથા બીછાનાં સઘળું સફાઈદાર રાખેલું છે. ખાવાનો ઓરડો પણ મજાનો મોટો છે અને શીક્ષકો સઘળા હુશીયાર રાખેલા છે. ૧૮ વર્ષની ઊમરનાં થાય ત્યાં સુધી ઇહાં તે લોકોને રાખીને પછી ધંધે લગાડી દે છે. એ ઈમારત ૪૦૦ વર્ષની જુની છે પણ ઘણી સારી હાલતમાં રહી છે. ઇહાંથી નીકળેલા ઈંહાંના પાદશાહ ડોમ લુઈ પેહેલાના મેહેલ તરફ ગયા હતા, તેમાં તેઓ પોતે હોવાથી અમોને જોવાને અંદરથી બન્યું ન હતું. બહારથી ચોરસ મેહેલ સાદા દેખાવાનો લાગે છે. એ જગ્યાને "એજુઈર" કરી કહે છે. તે ઊંચાણ ભાગમાં આવ્યાથી ત્યાંથી દેખાવ સારો લાગે છે. એની સાંમે એક મોટો પાર્ક છે જેમાં ઘણાં ઝાડો મોટાં મોટાં રોપેલાં છે તેમાંનો મોટો ભાગ ઈયુકેલીપટસનો છે. એ પાર્કમાં આગળ એક્ઝીબીશન થયું હશે તેની ઇમારતનો મોટો ભાગ રાખેલો છે તે કાંઇ ઘણો જોવાજોગ નથી. તેમાં હમણા વારાફરતી ફુલોનાં તથા બીજા ખેતીવાડીને લગતાં એક્-

ઝીબીશનો ભરે છે. એ જગ્યાની ગોઢું આગળ ગરાસી કરીને એક ઈમારત છે. તેવી જુદા જુદા શેહેરના લતાઓમાં રાખે છે જેમાં ગરીબ ઓરતો પોતાનાં બચ્ચાંઓને પોતે કામ ઉપર જાય છે ત્યારે મુકી જાય છે જેની બરદાસ્ત ત્યાં રાખેલી ઓરતો લે છે અને સાંજનાં તેઓને પાછાં પોતાને ઘેર લઈ જાય છે. એ રીત ઘણી પસંદ કરવા જોગ છે. ત્યાંથી સ્ટ્રેલા મદકને લગતું દેવળ જોવા ગયા જે સઘળું તદન સંગેમરમરનાં રંગીન પથ્થરોનું બનાવેલું છે જેના આલટર આગળના આખા કદના થાંભલાઓ ૪૫ ફીટના છે અને તેનો ઘુમત જેખી સઘળો એજ પથ્થરનો છે તે ૨૦૮ ફીટ અંદરથી ઊંચ્યાઇમાં છે. લાદીઓ જમીનપર એજ પથ્થરની ગાલીચાની તરાહની માફક જડેલી છે તથા દેવળમાં ૧૦ ફીટ થાને મોટાં સંગેમરમરનાં પુતળાંઓ મુકેલાં છે. ચેપલની અંદરની દેવાલો રંગીન મોઝાક વર્કની છે. એ દેવલ રાણી મેરાયા પેહેલીએ સને ૧૭૭૭માં બાંધ્યું હતું. તેને ઇહાં એક પથ્થરની બનાવેલી કબરમાં રાખેલી છે. ત્યાંથી ઇહાંનાં શેહેરની અંદરનો સેંટ પીતરનો બાગ જોવા ગયા જે ડુંગરના મથાલાપર આવેલો છે. ત્યાંથી લીસબન શેહેરનો દેખાવ ઘણો સરસ દીસે છે અને એ કેટલુ મોટું છે તેની યાદી ઇહાંથી દીસે છે. બાગમાં નીચાણથી ક્યારા કરી દરેક ક્યારાનાં ચાર ખુણે તથા વચમાં મલી પાંચ પાંચ સંગેમરમરનાં અર્ધાં પુતળાંઓ ઇહાં વખણાયલા માણસોના મુકેલાં છે.

તે જોઇ પછી લીસબન શેહેરમાં ફર્યાં હતા. એનો દેખાવ તેનાં સીધાને સીધા લાંબા મોહોલાઓથી તથા તેની આસપાસનાં ગંજાવર ઘરો તથા મેહેલોથી ઘણો ભપકા ભરેલો લાગે છે. સને ૧૭૫૫માં મોટા ધરતીકંપે જોકે તે વખ્તે ઘણી ખરાબી કીધી હતી પણ એક રીતે ફાયદાકારક લંડનની મોટી આગની માફક બન્યું હતું. લીસબનનો ઘણો મોટો ભાગ એ ધરતીકંપથી પડી ગયાથી નવું લીસબન જાણે પ્લાન કરી બાંધ્યું હોય તેવું થયું છે. તેનો મોટો રસ્તો નદીને કીનારેથી જાય છે જે ઘણો પોહોળો છે ને તેની ઉપરનાં બીજી બાજુનાં ઘેરો ઘણા મોટા અને રોણકદાર એકજ હારમાં બાંધેલાં હોવાથી તે ઘણો

સરસ દીસે છે એ રસ્તાભાથી આડા બીજા મોટા રસ્તાઓ જાય છે જે પણ કુસાદે તથા મોટી ઇમારતવાળા હોવાથી તથા ઘણા લાબા હોવાથી શોભે છે. લીસબન શેહેર સાત ટેકડીઓ ઉપર બાંધેલું છે તેની હેઠાણનો ભાગ ઉપર લખ્યો છે તે છે હવે તેની પાછળ ટેકડીઓ ઉપરના અતી ઘણા ઢળાનના રસ્તા તથા તેની આસપાસનાં સરખાં ઘરોથી જુદોજ દેખાવ લાગે છે રસ્તાનો ઢળાન ઘણો છે જેપર મુમબઇના ઘોડાઓ તો કદી ચહડી ઉતરી શકે નહી, પણ ઇહાંના ઘોડાઓ જે મજબુત તથા દેખાવડા છે તે સેહેલાઇથી ચહડ ઉતર ગાડી સાથે કરે છે. વળી ઇહા ટ્રામને પણ ઘણા ખરા રસ્તાઓપર બાંધેલી છે તેમાની એક ઘણા ઊંચા ઢળાનપર હોવાથી તેને ઘોડા જોડવાને બદલે પાણીના ભારથી ચલાવે છે ઊંચાણવાળા ભાગમા પાણીના બે મોટા નળા ઉભા કીધા છે તેમાથી ટ્રામની ગાડીની હેઠાણમા મોટી ટાકી છે તેમા પાણી ભરે છે હવે એ ગાડી પાટા ઉપર છે તેની વચમા જમીનમા એક મજબુત દોરડુ બાંધેલુ હોય છે. અને તે દોરડાને બીજે છેડે બીજી ટ્રામની ગાડી બાંધેલી હોય છે હવે પાણી ઊપલા ઢળાનના મથાળાપરની ગાડીમા ભરીને તેની બરેક છોડી કે તે પાણીના વજનથી પોતાની મેળે હેઠે ઢળાનપર ચાલી જાય છે અને તેના વજનથી પેલી બીજી ટ્રામ ગાડી કે જે પાણી ખાલી કીધેલુ હોવાથી હલકી રહે છે તે ઉપર પોતાની મેળે ખેચાઈ આવે છે કે વળી તેમા પાણી નવુ ભરે છે અને હેઠળ ગયલી ગાડીનું પાણી કહાડી નાખી તેને હલકી કીધાથી પાછી તે ઉપરની ગાડીને લીધે ઉપર ખેચાઇ જાય છે એવી સરસ તાલ કીધી છે. શેહેરના છુટા છુટા મોટા ચોકો જે ઘણા છે તેમા વચમા ઇહાંના પાદશાહો તથા બીજા વખણાયલા ચહડ્યો જેવા કે વાસકોડીગામા, કેમીઓસ ઈત્યાદીના પુતળાઓ ગોઠવેલા છે ઘેરોના બહારના ભાગો કોઇ કોઇના ચીનાઇ ટાઇલના કેમાંગથી બનાવેલા છે જે ઉપરની તરાહથી જાણે દેસાર પર કાગળને વળગાડેલા હોય તેવા દીસતા ઉપ્રાંત કોઈ દહાડે તેને સમારવા પડતા નથી અને વરસાદ આવે સારે ધોવાઈને માફના સાફજ રહે છે એ નવો દેખાવ અમોએ જોયો હતો અને તે ઘણો

સરસ લાગે છે. એ મીનટનની લાદીઓ બનાવવાનાં ઇહાં ઘણાં-કારખાનાં છે અને સસતી પણ વેચાય છે. સાંભળવા મુજબ ૨૫ રૂપીયે 1000 ને હીસાબે વેચાય છે. લીસબન શેહેરના મોહોલાઓ તથા ઘરોનો દેખાવ ટીયુરીન શેહેરને ઘણો મળતો આવે છે લોકો દેખાવે સ્પેનીઅર્ડસોને પેહેરાવ સુધાં મળતા આવે છે પણ ઓરતો માથાપર જબ્બો નાખતી નથી. ઈહાંની માછનનો પેહેરવાગ મુંબઇમાં નોરતાં ગાવા બધારાંઓ બાહાર ફરે છે તેને મળતો પણ કાળા રંગનાં કપડાંનો છે. તેઓ બદીયાન પેહેરી નીચેથી છુટા ગાગરા હોય તેમ પેહેરે છે અને માથાપર મર્દની તોપીઓ પેહેરી તેની ઊપર માછલીના તોપલાઓ ઊંચકે છે. ઈહાંના બંધીખાનામાં કેદીઓની ખુશી હોય છે તો કામ પોતાને જે આવડે તે કરે છે, કાંઇ ફરજીયાત નથી. દેશતના મર્દોને લશકરી ચાકરી ત્રણ વર્ષ સુધી કરવાની ફરજીઆત છે. તેઓને સાડ છ પેન્સ જેટલો રોજનો લવાજમ મળે છે, પણ તેઓનાં સગાઓ તથા માબાપ તેઓને પાળી લે છે. ઈહાં બલદો ગાડાંઓમાં જોડે છે જે ઘણા સારા અને મજબુત બાંધાના ઈંગ્લંડના બલદો જેવા છે તથા ગાયનું દુધ વેચાય છે. સ્પેનમાં ઘણું ખરૂં બકરીઓનું દુધ વેચે છે. ખુદ લીસબન શેહેર તેગસ નદીની આઠમણ બાજુએ છે ને તેની સાંમે ગીશીઅશનું ગામ આવેલું છે. એ નદી ઘણી મોટી છે ને તેમાં ઘણાં વાહાંણો તથા સ્ટીમરો લાંગરેલી છે. અમારા સેનટ્રલ હોટેલ ઉપરથી એ નદીનો દેખાવ ઘણો સારો લાગે છે.

ગામમાં ઘણો ખરો વાઇન દારૂ બનાવે છે જે એટલો તો સસતો છે કે દરેક બાટલી ૪ પેન્સે વેચાય છે જે ફ્રેંચ લોકો ખરીદીને બોરડો લઇ જઇ તેમાં કાંઇ ભેળસેળ કરી મોટી કીમ્મતે દુન્યામાં વેચે છે. નદીથી દુર આઠ મૈલ પર આટલાનટીક મહાસાગર આવેલો છે ત્યાં સુધીમાં એ નદી ઘણી ઊંડી અને ગમે એવાં મોટાં બારકસો અંદર આવી શકે તેવી છે. અમારા હોટલનાં ધણીને ગયે સાલ કાઊંટનો ખેતાબ મળ્યો છે. ને ધણી રેલવેનાં તથા બીજા મોટાં મોટાં કામોનાં કનટ્રાકટો લે છે ને ઘણો પૈસાવાળો છે અને તે માણસો રાખીને હોટલ ચલાવે છે. હમણાં "એવન્યુ કરીને એક નવો મોટો મોહોલ્લો શેહે'

રની વચમાં તૈયાર થાય છે તે ઘણો પોહોળો આસરે ૨૦૦ ફીટનો હશે. તેની વચમા બાગ રાખી આસપાસથી મોટા રસ્તાઓ કીધા છે ને તે ઉપર બેઊ બાજુએ ઝાડો રોપેલાં છે તથા રસ્તાઓની બાજુ ઉપર મોટા અને રોનકદાર એક હાર્મા ઘરો બંધાય છે તથા બંધાયલા પણ છે આ સઘળુ તૈયાર થશે ત્યારે વીલાયતના કોઈબી મોટા શેહેરના મોહોલ્લાની બરોબરી કરી શકશે સ્પેનના શેહેરોમા અમો આજ સુધી ફર્યા, ત્યાનુ એકબી શેહેર લીસબનના રસ્તા તથા ઘરો તથા સફાઈને પોહોંચી શકે નહીં એવુ સરસ તથા સફાઈદાર અને રોજા પથ્થરની લાદીથી મઢી લીધેલા તથા એકેડેમાઇજ કીધેલા રસ્તાઓ છે તેની ખુબસુરતીમા ઇહાની ટેગસ નદી ઘણો વધારો કરે છે એનાં મોટા ચોકોમાના એક ચોકમા મીનારો છે જે ઉપર પોર્ટુગલ સ્પેનથી સને ૧૬૪૦મા પાછું છુટુ પડયુ તેની યાદી તથા લડાઈઓની વીગત કોતરી છે અને તે પર ફ્રેસ્કો ઉડતો ઉભો રાખેલો છે લીસબન શેહેર પોર્ટુગલનુ પાયતખ્ત છે અને તેની હાલની વસ્તી આસરે અઢી લાખ માણસોની છે. પોર્ટુગલનો દેશ સ્પેનની અંદર જાણે એકજ હોય તેમ એક બાજુથી આવી ગયો છે તે ૧૫૦ મૈલ પોહોળો અને ૩૫૫ મૈલ લાંબો છે તેનો ક્ષેત્રફળ ૩૫૫ મૈલનો છે અને વસ્તી ૪૭ લાખની કેહેવાય છે તથા બીજી ૩૫ લાખની એના જુદા જુદા સંસ્થાનોની અમેરીકા, આફ્રીકા અને એશીઆમા છે એની આવક આત કરોડ રૂપ્યાની છે અને કરજ હેસી કરોડનુ છે લશ્કર ૭૮૦૦૦નુ છે એ દેશને પણ સ્પેનની સાથે મુર (મુસલમાન) લોકોએ સને ૭૧૧ના સાલમા ખ્રીસ્તીઓ પાસથી લેઇ લીધુ હતુ અને જો કે તે પાછુ જીતેલુ ન હતુ તોબી સ્પેનના રાજા લીઓ તથા કેસટાઇનના રાજા ઓલ્ફોન્સો ઉઠાએ પોતાની છોકરી સાથે રીતમા તેણીનાં વર કાઊંટ હેનરીકને અને ૧૦૮૫મા આપ્યુ હતુ જેને તથા તેના છોકરા આલફોનસોએ ઘણી લડાઇ કરીને લીસબન લીધુ હતુ તેમા તે વખ્તે ક્રુસેડ જતા ઇંગ્રેજ, જરમન તથા ફ્રેંચોએ તેઓને મદદ કીધી હતી, જેઓના ૨૫૦૦૦ માણસોએ મુસલમાનના બે લાખ માણસોને એ વખ્તે હરાવ્યા હતા. અને ૧૧૪૭મા ત્યાર પછી મુર લોકો સાથે બીજા ગામો સાર લડાઇએ

ચાલુ રહીને છેક ૧૩૪૦માં મુર લોકો પાસથી આખું પોર્ટુગલ છીનવી લીધું હતું. એ વખ્ત પછી એ લોકો દુન્યામાં બીજા દેશો શોધી કાહાડવાની ઉલટમાં પડયા ને સને ૧૪૧૮માં પોરટોસેનટો, ૧૪૨૦માં મેડીરાના ટાપુઓ, સને ૧૪૯૮માં કેપને રસ્તે હીંદુસ્તાન વાસકોડીગામાએ, સને ૧૫૦૦માં બ્રેઝીલ, ૧૫૦૬માં મેડેગાસકર, ૧૫૦૭માં માલડીવના ટાપુઓ એ પ્રમાણે નવા દેશોની શોધો કરી પોતાને તાબે લેતા ગયા હતા. હીંદુસ્તાનમાં પેહેલું શેહેર એઓએ ગોવા સને ૧૫૦૮—૧૦માં લીધું હતું. ચીન દેશ પણ એઓએજ સને ૧૫૧૭માં શોધી કાહાડયો હતો. ફરનાઓ પીરીસ ડી એનરેડીએ (Fernao Peres De Andrade) બ્રેઝીલ ૧૫૨૦–૪૯માં વસાવ્યું તે વખ્તે એ પોર્ટુગીજ લોકો પુર જાહોજલાલીમાં આવેલા હતા તે બધે બધ પોતાને હસ્તક દેશો કરી વેપાર નાનો મોટો ખીલવી આખા યુરોપમાં સરસાઈ ભોગવવા ઉપ્રાંત ઘણા પૈસાવાળા પણ થયા હતા.

પણ એ વંશનો છેલ્લો રાજા જે એક કારડીનલ હતો તે સને ૧૫૮૦માં મરણ પામ્યા પછી તેના વારસો દાખલ સાત જુદા જુદા ધણીઓ નીકળી આવ્યા તેમાં રોમનો પોપ, ઈંગ્લંડની રાણી એલીઝાબેહ, સ્પેનનો રાજા ફીલીપ બીજો પણ હતાં, જેમાંથી આખરે એ છેલ્લા ધણીએ એક બીજો વારસ સાથે લેઈને લીસબન લીધાથી તે સ્પેન તથા પોર્ટુગલનો રાજા થયો હતો અને ત્યારથી એ દેશની પડતી હાલત આવતી ગઈ અને સ્પેનીયર્ડોએ કાંઇ દરકાર ન કરવાથી પોર્ટુગલને હસ્તકનાં સંસ્થાનવાળાં દેશો વલનડાઓએ લઇ લીધાં હતાં અને વેપાર સઘળો ભાગી પડયો હતો. પણ જ્યારથી સ્પેનને હસ્તક એ દેશ ગયુ ત્યારથી ઈહાંનાં લોકોએ કાવત્રાં કરવા માંડયાં હતાં તે આખરે એકસંપ સાઠ વર્ષ સુધી જાલવીને સને ૧૬૪૦માં ડયુક ઓવ બ્રેગેનઝાની સરદારી હેઠલ તે લોકોને લીસબનમાંથી હાંકી કહાડયા અને કેટલાકોને મારી પણ નાંખ્યા. એકજ દિવસમાં આ સઘળો ફેરફાર થઈ ગયો હતો અને એજ ડયુકને ડોન જોનને નામે પોતાનો પાદશાહ કીધો

હતો, જેનું ખાનદાન (Braganza નું કહેવાય છે) આજ સુધી રાજ કરતું આવ્યું છે. પણ વચમાં નેપોલીયન બોનાપાર્ટે સને ૧૮૦૭માં એ જીતી લીધું હતું તે વખ્તે એની રાણી મેરાયા પાંચમી તથા તેનું કુટુંબ અમેરીકાના પોતાના બ્રેઝીલ દેશમાં નાસી ગયાં હતાં. પણ ઈંગ્રેજોની મદદથી ઈહાંના રીજન્ટે પાછું એ દેશ ફ્રેંચો પાસથી લીધા પછી છેક સને ૧૮૨૦માં એ રાણી મરણ પામવાથી તેનો છોકરો પેદ્રો ચોથો પાછો આવીને રાજા થયો હતો અને પોતે બ્રેઝીલનો શેહેનશાહ કરીનેબી નામ રાખ્યું હતું.

તા૦ ૧૩ મી મે સને ૧૮૮૭ ને વાર શુકર—આજે લીસબનથી અમે ૧૫ મેલ દુર શીનતરા કરીને ગરમીના દીવસપર ઈહાંના લોકોની હવા ખાવાની જગ્યા છે ત્યાં આગગાડીમાં ૧॥ કલાકે જઇ પુગ્યા હતા અને મીસીસ લોરનસનાં હોટલમાં નાસ્તો કરી ત્યાંના ડુંગર ઊપર પાદશાહનો મેહેલ છે ત્યાં ગયા હતા. એ મેહેલ મુર લોકોએ અસલ બાંધેલો હતો તેમાં પાછળથી વધારો તથા ફેરફાર ઘણો થયલો છે. એના દરવાજા આગળની દેવાલ સઘળી ચીનટન ટાઇલની તેમાં બબે પુતળાંવાળી તરાહની બનાવેલી છે એ મેહેલ જે ડુગરને મથાલે આવેલો છે તેપર થોડે તપ્પે જવા સારૂ ડુંગરની અંદર આરકાંવાળી ગુમ્બજ સુધા ખુલ્લી ગેલેરી કોતરી કાહાડેલી છે, જે જેવાલાયક છે. મેહેલમા કાંઈ જોવાલાયક નથી. ફકત એક આલટર દેવળનું બનાવેલું છે જે વાસકોડીગામાં હીદુસ્તાનથી પાછો ફર્યો ત્યારે તેની ખુશાલીમાં બાંધેલું છે. એ જગ્યા ઊપર ડોન ઇમેન્યુઅલ તે વખ્તનો પાદશાહ પોતે દરરોજ જઈને વાહાણો પાછા ફર્યા કે નહીં તે જોયા કરતો હતો અને પેહેલાં તે વાહાણો એણેજ જોયાં હતા. તેની યાદગારીનું એ ચેપલ બાંધેલું છે. તે તદન પારદર્શક આલાબાસ્ટરનુ બનાવેલુ છે, તેમા ઘણાં પુતળાઓ પણ કોતરેલા છે અને તેની વચમાં એક લબચોરસપણે ગોળ મોટો પથ્થર મુકેલો છે જે ગોળ ફેરવાઈ શકાય છે અને તેની ઉપર ફરતુ બધું કોતરકામ જોવાય શકાય છે. એની આગળ એક આખા હાથીદાતનું ક્રાઇસ્ટનુ પુતળું ચાર ફીટ

જોટલું ઊંચું મુકેલું છે તેના બાજુપરનાં હાથ ફુસીફાઈ કરવા લંબા-વેલા છે તેજ ફક્ત છુટા કકરાઓના છે. એનીજ પાસે બીજું આસરે બે ફીટ ચોરસ પરવાળાંનું આલટર છે જેમાં બે પુતળાં એનાં આખાં કોતરેલાં આસરે ૦ાા ફુટ જેટલાં મોટાં હશે. એ ચેપલની બારી રંગીન કાચની છે તેમાં વાસકોડીગામાની છબી ઊપ્રાંત બીજી બે લોકોના ધર્મની તથા વાહાંણોની છબી ઘણી સરસ બનાવેલી છે. એ મેહેલને લગતા ડાઇનીંગ રૂમમાં એક ફુલાવરવાસ ફુલો સાથનું તદન રંગીન જાત જાતના કોરાનું બનાવેલું છે તે જોયું. તે અણ-જાણુને ખોટી બનાવટનાં ફુલો આવે છે તેવું દીસતું હતું. એ મેહેલ વચગાલે વેચી નાખ્યો હતો અને તે કોઇ વેપારીએ લીધો હતો, પણ તેની પાસથી હાલનાં રાજાના બાપ ડોન ફરનાનડોએ પાછો વેચાતો લીધો હતો. એ ધણી જે આગળ તથા હમણાના રાજાના રીજંટ દાખલ કામ કરતો હતો તે પોને શોખીન હોવાથી પોતાનાં હાથનાં પુતળાંઓ તથા બીજી બનાવતો બનાવી તેને ઈહાં મુકેલી છે, પણ એ સઘળા કરતાં સરસ જોવાનું તો ત્યાંનો આસપાસનો દેખાવ છે, જે જોવા સારૂં, ઘણા લોક સીનતરા જાય છે અને કેહેવત છે કે શીનતરા નહી જોઊં તો લીસબનખી નહી જોઊં અને તે વાત ખરી છે. ઈહાંનો દેખાવ ઘણો સરસ છે. અમો હતા તે જગ્યા છેક ડુંગરને મથાળે એ મેહેલ છે તેનાં મીનારાપર હતા તે ઉપરથી એકગમ આટલાન્ટીક મહાસાગર તેની નજદીક બેઠી જગ્યાપર લીલોતરી તથા છુટા છુટા ગામો તેઓનાં દેવળનાં મીનારાઓ સાથે જાણે બાગમાં થેરો ગોહવ્યાં હોય તેવાં નાના બે ગામડાં ઉપરથી દીસતાં હતાં. પછી નાના નાના ટેકરાઓ અને ત્યાર પછી અમો ઊભા હતા તે ડુંગર આસરે ૨૫૦૦ ફીટ દરીયાથી ઊંચો હતો. એ ડુંગરમાં વળી ધરતીકંપ તથા જવાળામુખીના ફાટવાથી છુટાછુટા જાણે ટેકરાઓ હાથે બનાવ્યા હોય તેવી ટોંચો નીકળી આવેલી હતી. વળી બીજી ગમ આટલાન્ટીક મહાસાગરમાં પડતી ટેગસ નદી તો છેક લીસબન સુધી અંદરથી દીસતી હતી ને તેને નાંકે ૧૫ મૈલ દુર એ શેહેરખી દીસતું હતું. ત્રીજી ગમ તદન જંગલની ગાફક બા-ગોમાં મોટાં ઝાડો રોપેલાં તેનો દેખાવ હતો, ને વળી ચોથી ગમ એક

ડુંગર નીકળી આવેલો તેનાં મથાળા ઊપર વાસકોડીગામાનું આખાં કદનું પુતળું હાથમાં ઢાલ તથા લાકડી આપીને દરીયા તરફ જોતું ઊભું રાખેલું છે જે આબાદ અમોને દુરથી જાણે કોઇ ભરવાડ ઊભો હોય તેવું લાગતું હતું. એવો સરસ દેખાવ કોઇજ ગમ જોવામાં આવે છે. ઈહાં ઘણી ઠંડી પડે છે તેથી હાલનો પાદશાહ નીચે બીજો મેહેલ છે તેમાં ઇહાં આવેછે ત્યારે રેહેછે. અમો પાછા લીસબન આવીને રાતનાં ૭-૧૫ મીનીટે એ શેહેર છોડયું હતું. અમોને સુવાની ગાડી સારૂં દરેકને એક પાઊંડ બીજો રેલવે ભાડાં ઉપ્રાંત આપવો પડયો હતો પણ તેમ કીધાથી સગવડ સારી મળી હતી. નહીં તો કે અમારી ટ્રેનમાં આજે ૫૦૦ માણસો મેડ્રીડનાં સેંટનો પરમ દીને દીવસ હોવાથી ત્યાં જવા બેઠું હતું ને સાધારણ પેહેલા વર્ગમા તો સુવાની જગ્યા તદન ન હોવાથી આખી રાત બેસીને કાહાડવી પડતે. પણ મેડ્રીડ જવાનો દર પાઊંડ ૩-૩ એક જણાના ઉપ્રાંત પાઊંડ ૧ બીજો આપવાથી સુવાની ગાડી સારી મળી હતી ને તે મઝેની વાશ મોરી સાથની તથા બીછાનું તકીયા સુધાંની હતી. લાંબી મુસાફરીમાં આવીજ ગાડીમાં બેસેલું સારૂં છે, કારણકે એક તો આખી રાત બેસી રેહેવાની ઝેહેમત ઉપ્રાંત હાજત પાણી કરવાની જગ્યા સ્ટેશનો ઉપર એવી તો ખરાબ રહે છે કે આ પણે તેની આગળ જઇ શકતા નથી, તે સઘળામાંથી બચી જઇએ છીયે.

**તા૦ ૧૪મી મે સને ૧૮૮૭ ને વાર શનીં,** રોજ મારેસપંદ અને માહા આવા યઝદ-આજે આખો દીવસ લીસબનથી મેડ્રીડ જતાં લાગ્યો હતો, જો કે અમારી ટ્રેન સાજના ચાર વાગે છેલ્લી જગ્યાપર પુગવી જોઇયે પણ રસ્તામાં સવારનાં ૧૧ વાગે બીજી એક ટ્રેન પાટા ઉપરથી ઉતરી પડી હતી અને રેલવેનો રસ્તો જે રેતીના ઢગલા કરીને બનાવેલો છે તે સઘળો ખણાઇ ગયલો હતો તેથી અમારી ટ્રેનને ત્યાં ઊભી રાખવી પડી અને બીજી એક ટ્રેન રસ્તાની બીજીગમ હતી ત્યાં અમોને બેસવા જવુ પડયું હતુ. એ વખ્તે કશી મેતીજ નહીં હતી. અમારા કોયળાઓ અમોનેજ ઉચકવા પડયા હતા અને

ની ટ્રેનમા સઘળુ લઈને ગેયા પછી બીજા બે કલાક સુધી અમારી ટ્રેન ચલાવી નહીં અમોએ તજવીજ એ બાબદની કીધી પણ કોઇ કાઇ કહે અને ખાઇ કાઈ સમજાવે તેથી શુ કારણ ઉભી રાખી તે બરાબર જાણી શકાય નહી પણ એવુ માલમ પડે છે કે કંપનીઅ-હોની ચાલ માફક વખ્તની તો કાઇ દરકાર નહી તેથી અમારી ગાડીને લગતા માણસો પેલી ઉતરી ગયલી ગાડીને રેલ ઉપર ચહડાવવા આવેલા માણસોને મદદ કરવા ઊભા હતા જો કે તેમ કરવની કાઈ જરૂરીયાત નહીં હતી, કારણ કે તે ઉતરી પડેલી ગાડી એકુ દીવસ આગમચની હોવી જોઇએ તેથી તેની ઉપર માણસો કામે લાગ્યા હતા પણ ઉતારૂઓના વખ્તની કશી દરકાર અમારી ટ્રેનવાળા માણસોએ કીધી નહીં અને નજદીક બે કલાક અમોને ત્યા તડકામા બેઠી રાખ્યા પણ આખરે અમારી ટ્રેનમા પુષ્કળ લોકો હતુ તેઓએ તોફાન મચાવ્યુ ત્યારે અમારી ટ્રેન હદી કલાક મોડી ત્યાથી આગળ ચાલી તેથી અમે ધાર્યુ કે ૪ ને બદલે ૭ વાગે મેડ્રીડ પુગીશુ, પણ વળી સ્પેનની બીજી ચાલ નીકળી આવી અમારી ટ્રેન સારૂ જે એનજીન મોકલ્યુ હતુ તે થોડી ગાડી ધસડી શકે તેવુ નબળુ હતુ અને હમેશ કરતા અમારી ટ્રેન ઘણી મોટી હતી તેથી એનજીન તેને બરાબર સેહેલાઈથી ધસડી શક્યુ નહીં અને આસતે ચાલવા ઉપ્રાત એનજીન ગરમ થઇ જતુ હતુ તેથી દર સ્ટેશને ઘણો વખ્ત થોભતુ હતુ એ મુજબ કંટાળો આપતુ (આખરે ૭ કલાક પાછળ) ૧૦॥ વાગે અમે મેડ્રીડ આવી પુગ્યા હતા. એ પ્રમાણે સઘળુ ઘણા અંધેર ચાલે છે અને વખ્ત જાય તેની દરકાર કોઈ કરતુ નથી, કારણકે તેઓના કહ્યા પ્રમાણે જે ધણી સાહેબ લોક હોય તેને વખ્ત સાથ શું કામ છે એ તો કામ દારો તથા નોકરોને વખ્ત નહીં ? વો જોઇયે તેથી તમારો ગમે તેમ વખ્ત જતો રેહેતો હોય, ગો તેવુ જરૂરનુ કામ હોય પણ તમોએ વખ્ત જતો રેહે છે કરી બોલ્યા તો હલકા માણસમા ખપો એવો ઈહાં ક્રેધો બેહુધો ધારો દેખુ

જો લીમમન સાથે પોર ાન ઊઠય આ દેશમા સઘળ

કામ રેઍસ (Reas) નામના પૈસાથી ચાલે છે. જો તમો એક છત્રીની કીમ્મત પુછો તો ૪૫૦૦ રેઍસ તમોને કહેશે જે સાંભળી આપણે ગભરાઈ જઈયે, પણ ગણત્રી ગણતાં તો તેનો આખો ૧ પાઊંડ ઈંગ્લીશનો થાયછે. ઈહાંનાં ઘણા સારા તથા મોટા મોટા મોહોલાઓના નામો માફકસરનાં નાનાં છે પણ તેથી ઉલટું નાના મોહોલાઓનાં નામો ઘણાંખરાં ચાર પાંચ બોલનાં જેટલાં લાંબાં હોય છે અને ધર્માકંપ પછી જે નવા મોહોલાઓ થયા તેના નામો ૧૨૫ ઉપર આપેલાં છે. પણ હજી ગરીબ લોક તેનાં જુનાં નામો ધરી બેઠાં છે અને જો તેઓને આજના નામના મોહોલાઓ પુછો તો તેઓ તમને બતાવી શકે નહીં, પણ અસલ ધંધા જે મોહોલામાં હશે તે ધંધાના નામોથી જેમ કે સોનારવાડ, લોહારવાડ કરી મુંબઈમાં છે તેમ તે મોહોલાઓના નામો હજી લોકો ધરી રહ્યા છે. અમો મેડ્રીડમાં હોટેલ ડી લા પે (Hotel de la Paix)માં ઉતર્યા હતા જે એક મજાના સ્કવેરમાં મોટી ઇમારતોમાંનું એક છે. તેની સામે એક મોટો ફુવારો આખો વખ્ત ઉડયા કરે છે અને રાતના બાર વાગે જમી રહીને સુતા ત્યાં સુધી લોકો એ ચોકમાં ઘણું ફરતું હતું. આજે ઠંડી પણ એકાએક નીકળી આવી છે અને આગગાડીમાં બધા કાચો બંધ કરવા ઉપાંત તથા ઓવરકોટ પેહરવા છતાંબી ઠંડી લાગતી હતી જે અમો કીનારે ઉતર્યા પછી એવી પેહેલીજ હતી. મેડ્રીડ ઊંચાણમાં આવેલું હોવાથી તથા પડોસમાં બરફના પાહાડો હોવાથી તે તરફનો પવન જ્યારે ફુકે છે ત્યારે એકદમ ઠંડી પડે છે.

**તા૦ ૧૫ મી મે સને ૧૮૮૭ ને વાર રવી**—આજે સેંટ ઈશાદોરા કરી મેડ્રીડનો ખુદ સેંટ હશે તેનો દીવસ હોવાથી સવારથી લોકોની ભીડ રસ્તામાં દીસ્તી હતી ને જાણે કે કોઇ મોટો તેહેવાર હોય તેમ ધામધુમ દીસ્તી હતી. અમો હોટલમાંથી ચાલતા આજે બુલ ફાઇટ (ગોધાઓની લડાઇ) જે સારૂ સ્પેન વખણાયલું છે તે જોવા ટીકીટ લેવા ગયા હતા ને ને રસ્તામાંજ લોકો ચોડા નફો લેઇને વેચે છે તેમાંથી જે જગ્યા જરા ઊંચાણમાં તથા છાયડામાં હોય તે જગ્યાની ટીકીટો

૭ પીશેતા (એક પીશેતા એક ફ્રાંક યા ૭ આનાની બરાબર ગણાય છે) લેખે લીધી હતી, કારણ કે પછી તે વખ્તે ઘણું લોક હોવાથી ત્યાં સારી જગ્યા મળે નહીં. ત્યાંથી અમો ઇદાંનું દેવળ જે સેંટ ઇશેડોરને અર્પણ કીધેલું છે તે જોવા ગયા હતા. એ ઇદાંનું મોટું દેવળ ગણાય છે ને એમાં સેંટ ઇશેડોરને દાટેલો હોવાથી ત્યાં ઘણી ધામધુમ હતી. રસ્તામાં દુકાનો માંડીને એક નાનો જેવો મેળો ભરેલો હતો તથા સેંકડો લોકો દેવળમાંથી આવજાવ કરતું હતું. એ દેવળ કાંઇ બીજાં રચેનના દેવળો જેવું જોવાલાયક નથી. અમો અંદર ગયા ત્યારે તદન લોકોથી ચીકાર ભરાઇ ગયું હતું ને ત્યાં કાંઇ ખાસ એક સરસ ઓર્ગન બેંડ સાથે ગાતા હતા. અમોએ સેંટ ઇશેડોરનું ચેપલ જોયું જે સંગેમરમરના રંગીન પથ્થરોની વચમાં મોહોડાં જોવાના કાચો મુકીને બનાવેલું છે તથા પાછળથી રંગીન કાચની બારીઓ છે જેથી એ વખ્તે ત્યાં ઘણી રોશણી હોવાથી તે ભપકાદાર લાગતું હતું એના ઠાઈ આલટરવાળા હોલમાં મથાળેથી બારીઓ નનસો (Nuns) ને વાસ્તે મુકેલી છે જે જાલીની બનાવેલી છે ને એમાં પણ રોશની કીધાથી તે શોભતું હતું. એ સીવાય કાંઇ જોવાજોગ એમાં નથી. ત્યાંથી અમો બજાર જોવા ગયા જે ઘણી સારી બાંધેલી છે. એની હેઠલ જમીનની અંદરથી રેલવે આવી સઘળો સામાન બજારની હેઠે મોટા ભંડારો છે ત્યાં ઉતારી આપવાથી ઊપર વેચવા લાવવાને સેહેલ પડે છે. ત્યાંથી અસલ તોલીડા શેહેરપર જવાના રસ્તા ઉપર એક આરકું મારેલું છે તે જોઈને સેંટ ઇશેડોર જેણે મેડ્રીડની બાહાર આસરે એક મેલ ઉપર મોઅજેજાઓ કીધા હતા તે જગ્યાપર મેલો હતો ત્યાં ગયા હતા. ઈહાં લોકોની ઘણી મોટી ભીડ થયલી હતી અને મેલામાં દુકાનોના ત્રણ મોટા મોહોલા બનાવેલા હતા, જેમાંનો સામાન ઘણો ખરો નજીવો બચ્ચાંની રમતને લાયકનો હતો. કોઇ કોઈ દુકાણો મીઠાઇની તથા કુજાઓ વેચવાની હતી પણ મોટો ભાગ એટલા ફુલોનાં તોરા તથા વાસીસ વેચવાની હતી જેની બનાવટ ઘણી સારી હતી. મુંબઈના મેલાની માફક ચકરીઓ તથા સંચાનાં રમકડાં તથા પેનોરામીક સીનો જોવાની દુકાણો પણ ઘણી હતી. ઈહાં

એક નાનું ગામડું છે અને મેડ્રીડના લોકોને ફરવાની જગા પણ એ જગાપર કીધેલી છે જેને લગતાં ચૈપલમાં આજે ઘણી બતીઓ કીધેલી હતી અને વાયજી થતી હતી, ત્યાં ઘણું લોક ભરાઇ ગયું હતું. એ જોઇને પાછા હોટલમાં આવી બપોરનાં ત્રણ વાગે ગોધાઓની લડાઈ જોવા નીકળ્યા હતા. અમો ટ્રામ ગાડીમાં મજા જોતા ત્યાં કલાક ૩ા એ પુગ્યા હતા. એ ગોધા લડવાની જગાને (Arena) કહે છે. તે એક મોટી ગોળ ઇમારત છે અને તેની દેવાલ ફરતી ને બાજુપર ગોળ બેઠક ચહડ ઉતરની ઘણી કીધી છે તેમાં ત્રણ ભાગ કીધેલા છે. પેહલો બોક્ષનો, બીજો ઉંચેથી લાકડાની બેઠકનો, ત્રીજો સૌથી હેઠલનો પથ્થરની બેઠકનો ને સૌથી ઉતરતો વર્ગ જ્યાં સુરજ સાંમો આવે છે તે જગાના કીધેલા છે. ઓછામાં ઓછો ભાવ સવા પીશેટા યાને આઠ આના (એક શીલીંગનો સવા પીશેટા થાયછે) રાખેલો છે. એ જગામાં ૧૮૦૦૦ માણસો એકી વખ્તે બેસી શકે છે ને આજે સઘળી જગા ચીકાર ભરાઇ ગયા ઉપ્રાંત ઘણા લોકને પાછું ફરવું પડયું હતું. જોકે હમણાની સીઝનમા દર આતવાર તથા સોમવારે ગોધાની લડાઈઓ ચાલુ રાખે છે તોબી તે લોકો સારૂ આવતી કાલે પાછો બીજો થશે. સ્પેનીઅર્ડોને એ જોવાને એટલીતો ઉલટ છે કે ઘેરમાં એકુ દીવસ ભુખા રહે પણ એ ગોધાની લડાઇ જોવા જાય છે. દરેક વેળાની ગોધાની લડાઇ ઉપર ૩૦૦ થી ૪૦૦ પાઊંડનો ખરચ થાય છે. તે દીને જાણે લંડનમા "ડરબી ડે" આવે છે તેમ લોકો તેહેવાર દાખલ પાળીને આખુ ગામ નજદીક બાહાર નીકળી પડે છે. અમોને રસ્તામાં મોટી ગીરદી બે મૈલ સુધી (એ એરીના અમારા હોટેલથી એટલું દુર હશે) મળી હતી પણ મોટો ભાગ જે અંદર જઈ શકતો નથી તેઓ બાહાર ઊભા રહીને અંદર જે બનાવો બને છે તે ત્યાં બેઠેલા લોકો જે મોટે બોલેછે તે સાભળીને પોતાનો જીવ ખુશી કરે છે. અમો ગયા ત્યારે ઘણું લોક જ્યા ગોધાઓ લડે છે તે જગા પર ઉભું રહીને વાતચીત પોતામાં કરતુ હતું અને એક લશ્કરી વાજું પણ ત્યાંજ ઊભું રહીને સુંદર રાગો વજાડતું હતું, પણ લોકોનો ગોંઘાટ એટલો તો

હતો કે જો કે તે વાગતું પણ માણસો અમારી એટલી ટોસમ પણ હતા હતા તોબી બરાબર અમો તે સાંભળી સકતા હતા નહીં.

વળી અંદર મેવો તથા બીજી ખાધાની જણસો વેચનારા પણ ફરતા ફરતા મોટે મોટે પોતાનો માલ વેચવા બુમ પાડતા હતા ને જો કોઇ ચોથે માળ જેટલે ઉંચેથી એકુ મોસંબી માગે તો નીચેથી તેની ઉપર એવુ તો આબાદ ટીપીને નાખતો કે તે ધણીને સેહેલાઈથી ઝીલવાને બને ને તેમ કરે ત્યારે સાબાસીના અવાજો બીજાઓ આસ-પાસથી કાહાડતા હતા કદાચ જો ઝીલતા છટકી જઇ નીચે બેઠેલા સેંકડો માણસો ઉપર તે પડે તો તે લોકો હસતા હતા તેમાં ઓરતોનો પણ મોટો ભાગ હતો, લડાઇ વખ્તે બધા પોતાની જગાપર ગુંગળાઇ ગયા પછી બેઠા ત્યારનો દેખાવ ઘણો ભપકાભરેલો તથા ગંજાવર લાગતો હતો સઘળુ લોક પોતાના સરસ પોશાકમા ત્યાં આવેલુ હતુ ને આસપાસના ગરગામડાઓનુ લોક પોતાના જાત જાત-ના પોશાકમા હોવાથી સોભતુ હતુ પેહેલા તો ઘોડાઓ શણગારેલા તે ઉપર કસબીદાર ભપકવાળા પોશાકમા ગોધાની લડાઇ રમનારા માણસો એક સરઘસના આકારમા વાજાના સરોદ સાથે આવ્યા તેની પાછળ પગે ચાલતા વળી ઉપરના કામ કરનારાઓબી રંગીન પોશાકમા આવીને અમારે મથાળે એ ગોધાની લડાઈ કરાવવા જે કંપની ઉભી થયલી છે તેનો પ્રમુખ બેઠેલો હતો તેને સઘળાઓ નમ્યા હતા ને તેણે હોકમ આપ્યા પછી ઉપરના મોટા ડગલાઓ બધાઓએ કાહાડી નાખી જે લડનારા હતા તેઓજ એ એરીનામા રહ્યા ને બાકીના પાછા ગયા હતા કે તુર્તજ અમારી સામેથી એક બારણુ ઉઘડ્યુ ને તેમાંથી એક ગોધો આગે જાનવર જોનસંધ દોડતો આવી લાગો એ ગોધાઓ જે લડાઈ કરવા માટે મોટા મોટા ઉમરાવો પોતાના રેહેઠાણો ઉપર પાળે છે તેની કીમ્મત વીસ પાઉંડ આસરે છ (કોઇ તો ૬૦ થી ૮૦ પાઉંડની ગોપ મારે છે, પણ અમારા માનવામા આવતુ નથી) ને વેચતા લઇને એક દીવસ આગમચથી તેઓને અંધારી નાની કોટડીઓમા ભુખ્યા તથા તરસ્યા રાખે છે વળી કેટલાએક માણસો રાખવામા આવેછે જેઓ

આખો વખ્ત તેઓને ભાલાની ઝીણી અણીઓ ભોકી છેડયા કરેછે ને તે સાથે લાલ કપડું દેખાડયા કરેછે એથી તે ગોધો જાતે મસ્તાન તે પુરો ગેલા જેવો બીજા દીવસમાં બની જાય છે અને જયારે તેને બારણું ઉઘાડી એરીનામા છોડે છે ત્યારે તે એકદમ ઉજરડું તથા હજારો લોકોની ભીડ તથા ધુમબરાડા જોઇને પુર જોસમાં આવી જેખી ક્રોધ તે એરીનામા ઉભા હોય તેની ઉપર શીંગડા મારવા દોડે છે. એના શીંગડા આડા ને માથાની બાહારથી સામાં નીકળેલા અણીદાર હોય છે અને આગે પણ વેલાયતની મોટી ગાયના જેવો માતેલો હોય છે. હવે એ વખ્તે ત્રણ ચાર જણા ઘોડેસ્વાર તથા પાંચ સાત જણા પાયદલ હાથમા લાલ લાંબા કપડાના કકડા લઇ તૈયાર ઉભેલા હોય છે ને જેવો તેઓમાનો એક જણ લાલ કપડું ગોધા તરફ ખોલીને તેને બતાવે છે કે તુર્ત ને ગોધો (જે લાલ કપડા ઉપર તો અધારી કોટડીમા ખીજવાયેલો રહે છે તે) તેની ઉપર જોસબંધ દોડે છે પણ માણુસો એક બાજુ ઉપર ખસી જાય છે અને તે ગોધો પોતાના શીંગડા પેલા લપડાપર મારે છે ને હમેશા માણસને બદલે ને લાલ કપડા ઉપરજ હુમલો કરે છે પણ તે વખ્તે માણુસોએ ખસી જવુ જોઇયે, નહીં તો તેની ઉપર પાછો તુર્ત દોડે છે જેથી માણસો ઘણી ઝડપથી દોડીને આસપાસ ગોળાઇમા જે લાકડાની ૩॥ ફીટની ફરેકાર મજબુત જડેલી હોય છે તે ઉપરથી કુદીને બચી જાય છે અને ગોધો પેલી ફરેકાર ઉપર ટક્કર શીંગડાની મારે છે વળી ઘોડેસ્વારો લાંબા અણીદાર (બે ઇંચની ગેસવાળા) ભાલાઓ પણ તેને ભોકે છે તેથી તે વધારે ચીરડાઇ જઈ ઘોડા ઉપર મારો લઇ જાય છે અને બીચારા ગરીબ ઘોડાના પેટમા શીંગડા ભોકી દઈ કોઇ વખ્તે તો તેને ઉછલાવી નાખે છે. એ વખ્તનો દેખાવ ખરેખરજ કમકમાટ ભરેલો છે બીચારા ઘોડાના પેટના આતરડાં બાહાર જનાઇ પડે છે તોબી કોઈ ઘોડાઓ પડી જતા નથી પણ દોડયા કરે છે એ ઘોડાઓને આખે પાટા બાંધી રાખે છે અથવા એક ગસની આખ બંધ કરે છે કે ગોધાઓને જોઇને ભડકે યા નાસી જાય નહી તેના ઉપરનો સ્વાર તેને વળી પાછો ગોધાની નજદીક લઈ જાય છે જો કે તે ગોધો પેલા પાયદલ માણુસો તથા તેઓનાં હાથમાંના

લાલ કપડાં પાછળ દોડે છે તોભી તેની નજદીક લઇ જઇ ઘોડાને સાંમો ઉભો રાખે છે. ગોધો ગભરાઈને એક ગમ કોઇ વખ્તે ઉભો રહી જાય છે કે પાછો એકદમ પેલા ઘોડા ઉપર દોડી તેને પાછાં શીંગડાં બોશી દે છે એટલે ભાશી રહેલાં આંતરડાં બહાર નીકળી પડે છે અથવા લોહી છુટી તે ઘોડો પડી જાય છે. હવે ઉપરના બેસનાર ધણીના પાયશ લોખંડના બુટ જેવા હોય છે જેની ઉપર જો શીંગડાં લાગે તો તેનો પગ બચે છે અને વળી જીનની આગળી તથા પાછળી બાજુ-પરથી અખંડ લોખંડની જાડી પતી હોય છે કે જેથી જ્યારે ઘોડો પોતાની બાજુપર પડી જાય છે ત્યારે બેસનારના પગ હેઠલ દબાતા નથી પણ પેલી પતી તેટલું જીન ઉંચું રાખવાથી માણુસો જે તૈયાર હોય છે તે બેસનારને હેઠલથી બાહાર ઘસડી કાહાડે છે ને બીજાઓ પેલા ગોધાને લાલ કપડાં આસપાસથી દેખાડયાથી તેઓની ઉપર તે દોડે છે ને પેલો ઘોડેસ્વાર બચી જાય છે. પણ કોઇ વખ્ત ગોધો ખસતો નથી ને પેલા માણુસને પણ સાથે શીંગડાં બોશી મારી નાખે છે. એ પ્રમાણે દશ મીનીટ ઘોડા ઉપર મારો ચલાવી ચાર પાંચ ઘોડાઓને મારી નખાવે છે. અગરજો ઘોડો જખમી થયા પછી દોડી શકે છે તો પાછો તેને ગોધાની સામે લઈ જાય છે. એ મુજબ એક ઘોડાને ચાર વખ્ત જખમી થયલો, તેનાં આંતરડાં હેઠલ લટકતાં, એક પગ વીંધાઈ ગયલો તથા બીજા ઘા પડેલા તોભી ગોધાની સાંમે લઇ જતાં અમોએ જોયો હતો ને જ્યારે તેનાં આંતરડાં સઘળાં બાહાર છુટાં નીકળી જુદાં પડી ગયાં ત્યારે તે બોંય ઉપર પડયો હતો તોભી તે જીવતો હોવાથી તરફડે નહીં કરી માણુસો એક આસરે ૦॥। ફુટ લાંબો ખીલો તેનાં ભેજામાં ચોશી ઘાલી તેને બેજાન કરે છે. એ સઘળું ઘણું કમકમાટ ભરેલું લાગેછે, પણ સ્પેનીયર્ડો તેઓની ઓરતો સુધાં જે વખ્તે ગોધો ઘોડાનાં પેટ ફોડી તેને ઉકલાવી નાખે છે ત્યારે ખુશીમાં આવી સાબાશીના પોકારો ઉઠાવે છે. અમોએ ચાર વખ્તની એવી લડાઇ આજે જોઇ તેમાં પેહેલી વખ્તે ૩, બીજી વખ્તે ૫, ત્રીજી વખ્તે ૨, અને ચોથી વખ્તે ૧ ઘોડાઓને મારી નાંખ્યા ઉપ્રાંત આસરે ચાર એક ઘોડા જખમી થયલા ઉભા રહી ન શકવાથી તેઓને પાછા લઈ ગયા

હતા, જેમાંના એક ઘોડાને પેટમા તાંકા મારી બીજી વખ્તે પાછો લડવા લાવ્યા હતા ને આખરે તેને પણ ત્રીજી વખ્તે મારી નાખ્યો હતો. એ ઘોડાઓ જાણે ખામખા મારવાજ લાવતા હોય તેમ છે. એમાં કશી ચબરાકી અથવા કળા વાપરતા નથી, કારણકે માણસો ગોધાઓને છેડી નાસી જાય છે અને બીચારા ઘોડાઓને બાંધેલી આંખ હોવાથી તેની નજદીક ઉભા રાખે છે કે ગોધો પોતાનો ખાર તે બીચારા ગરીબ જાનવર ઉપર લીયે છે. તે વખ્તે ઘોડાનો દેખાવ ઘણોજ દયા ઉપજાવાજોગ થાય છે બીચારાઓ એટલા તો ગભરાઇ જાય છે કે પોતાના પેટમા શીંગડા ભોકાયા છતાં તેઓ નાસતા યા લાતબી મારતા નથી, પણ ઉભા રહી જાય છે ને ગોધો શીંગડા ભોકયેજ જાયછે અને તેને પાડી નાખેછે. એ મુજબ દર લડાઈમા દશ મીનીટ સુધીમા જેટલા ઘોડાઓ મરાય છે તેટલા મારવા દે છે જો ઘોડા બધા અંદર હોય છે તે મરી જાય છે તો બીજા ઘોડાએ અંદર લાવતા જાય છે. એકી વખ્તે ત્રણ ઘોડા અંદર રાખે છે. દશ મીનીટ પુરી થઇ કે રણશીંગડું વજાડે છે એટલે જીવતા રહેલા ઘોડા તથા સવારો બાહાર નીકળી જાયછે. પછી બીજા પાલીપ્યાદા માણસો આવે છે હવે જોવાની જરા ઊલટ આપણને છુટે છે. તે માણસો પોતાના બેઉ હાથમા બે તીર ફુમતા સાથના રાખે છે અને પેલા લાલ કપડાવાળા માણસો ગોધાને આસપાસ પોતાની પાછળ દોડાવી ખસી જાય છે અને પેલો તીરવાળો માણસ સામો ઊભો રહે છે તેની ઊપર જેવો ગોધો શીંગડાં નીચા કરી મારવા દોડે છે તેવોજ તુર્ત પેલા તીરો તેના ખભાની બે બાજુ ઉપર ભોકી દઇ પોતે બાજુ પર ખસી જાય છે. એ ઘણું હુસરનું તથા ઝડપનુ કામ છે, નહીં તો તેનાબી આતરડા નીકળી જાય જો વખ્તસર તીરો ભોકીને બાજુએ ખમી નહી જાય તો હવે એ તીરો ગોધાના ખભામા રહેવાથી તે પુરો ચીરડાય છે અને પેહેલાં તો ખુબ ઉછાળા પેલા તીરો કાહાડી નાખવા માટે મારે છે, પણ તે મજબુત માસમાં બેસેલા હોવાથી નીકળી જતા નથી. એ તીરો જે બરાબર

તજવીજ ઘણી કીધી પણ આસપાસ ફરતું લોક એટલું તો ગીચ એકઠું હતું કે નીકળી શકાયું નહીં અને રમત જે આખો વખત (ગાડાચારથી તે સાડાઠ વાગા સુધી) ચાલુજ હતી તેથી જો તેમાં કોઇને અડચણ કરીયે તો તેઓ ઘણાજ ચીરડાઈ જાય છે અને મારામારીપર આવે છે તેથી બેસીને જોવું પડયુ હતું છેલી લડાઇ વખતેજ અમોને જાવાનું બન્યુ હતું, કારણ કે લોકો બહાર આગગાથી સેદેનમા નીકળી કરીને તે વખ્તથી છુટુ પડવા માંડ્યુ હતુ એ છેવી લડાઇમા અમોએ સાભળ્યુ કે એક માણસને ગોધાએ જખમી કીધો હતો એ ગોધાની લડાઇમા એટલુ બધુ તે શું અહીંયાના લોકો જોય છે ક તેની ઉપર જાનફેસાની કરે છે એક વખત નવાઇ ખાખન જોયા પછી હુ નથી ધારતો કે સ્પેનીયર્ડ સીવાય બીજો કોઇ ફરીથી તે જોવા માગે એવુ એ કમકમાટ ભરેલુ જોવાનુ છે

**તા૦ ૧૬ મા મે સને ૧૮૮૭ અને વાર સોમ**—આજે સવારના ૮ાા વાગે આગગાડીમા મેદ્રીડથી દુર ૩૨ મૈલ ઉપર એસ કોરયાલ (Lscorial) કરી ઠેહાના પાદશાહોનો મેહેલ તથા દાટવાની જગા છે તે જોવા ગયા હતા કે જ્યા આશરે ૧૦ાા વાગે પુગ્યા હતા રસ્તામા જાઇ દેખાવ વણો જોવાલાયક નથી કાઇ ગમ સપાટ અને કોઇ ગમ ટેકડાની જમીનો આવે છે અને દુરથી ગુઆડારામા (Guadarrama) નો પાહાડ બરફની ટોચથી ભરેલો દીસે છે એ મેહેલ દરીયાની સપાટીથી ૨૭૦૦ ફીટ ઊંચાણ જગામા બાંધેલો છે તેને ફીલીપ બીજાએ ૧૫૬૩મા બાધવા માડો હતો ને સને ૧૫૮૪મા તેયાર થયો હતો એ મેહેલ બાધવાનુ કારણ એ જે એની સાથે પોતાનો બાપ ચાર્લ્સ પાચમાની દાટવાની જગા લગી તથા સેંટ ક્વીન્ટીનની લડાઇ ફ્રેંચો સાથે થઈ તે વખ્તે એણે માનતા પણ લીધી હતી કે જો તે લડાઈ જીતે તો તે દીને સેંટ લોરેન્સોનો દીવસ હતો તેને સારુ એક મોટુ દેવળ બાધે એ સેટને એક લોખડની ગરેલ ઉપર જીવતો ભુજયો હતો તેથી તેની નીશાની લોખડની પાછી ભુજ્વાની ગરેલ આવે છે તે છે અને તેના જેવો આકાર કરી એ મેહેલ તેના ઘણા

ચોકો લંબચોરસ લઇને ગલેલના સળીઆની વચમાં ખાંચા હોય તેમ એ ઈમારતની વચમાં રાખેલા છે તથા એ દેવળ ઉપ્રાંત એની સાથે એક મઠ પણ સાધુઓને રહેવા સારૂં બાંધયું હતું, જેઓ સાથે પોતે પણ ઘણાં વરસ વારાફરતી ત્યાં સાધુ દાખલ રહીને ભણતો હતો. એથી કરીને એ મેહેલ ઘણો મોટો થઈ ગયો છે. તે ૭૪૪ ફીટ લાંબો અને ૫૮૦ ફીટ પોહોળો છે અને તેની ઉપર ત્રણ માળ છે. એ પાંચ લાખ ફીટ જગા રોકે છે. તેમાં એક મોટાં દેવળ જેવું ચેપલ મોટા ગુંબજ સાથેનું છે તથા ૮૮ ફુવારા, ૧૫ સાધુઓને રહેવાનાં ઘરો (cloisters), ૮૬ સીડી તથા દાદરો, ૧૬ મોટા ચોકો અને ૩૦૦૦ ફીટ રંગીન ફ્રેસ્કો કામ છે. એવો એ ગંજાવર મેહેલ છે. એના પેહેલા દરવાજા ઉપર સેંટ લોરેન્સનું ૧૫ ફીટ મોટું પુતળું છે અને તેના પાછળ દેવળને લગતો મોટો ચોક છે તે ઉપર ૨૭૫ બારીઓ ઉઘડે છે. એ ચોકને મથાળે ઈમારત ઉપર ચાર ગંજાવર પુતળાં સોલોમન, દેવીડ તથા અસલના પાદશાહોનાં મુકેલાં છે. જ્યારે કોઈ પાદશાહ મરણ પામે છે ત્યારે તેને ઇંહાં દાટવા લાવે છે તે વખ્તે એ ચોકનું બારણું બંધ રાખે છે અને બાહારથી પાદશાહનો છોકરો હોય છે તે બારણું ઠોકે છે ત્યારે અંદરથી સાધુઓનો વડો પુછે છે કે કોણ છે ? ત્યારે જે પાદશાહ મરણ પામ્યો હોય છે તેનું નામ દીધા પછી બારણું ઉઘાડી અંદર કફ્‌ન આવવા દેવાનો ધારો અસલનો હજી રાખેલો છે. એમાંથી દેવળમાં જવાય છે, જેનો કોયરવાળી માળની જમીનનો એક ભાગ ચોરસ લાદીઓથી કાંઈબી ટેકા વગર બાંધેલો છે જે નવાઈ જેવો કહેવાય છે, કારણકે ગુંબજને વચમાં એક પથ્થર રાખવાથી તે ગોળાઇને લીધે ટકી રહે છે, પણ આ તો સફાઈ ચોરસ જમીન કાંઇબી ભારવટીયા અથવા પેહરીઆ વગર અલગ રાખેલી છે અને તે ઉપર જો કોઈ જરા જોરથી પગ અફાડે છે તો માળ ધુજે છે. એ દેવળ ૩૨૦ ફીટ લાંબુ, ૨૫૦ ફીટ પોહોળું અને તેના ઘુમટની ઊંચાઇ ૩૨૦ ફીટની છે પણ તે એવું તો સરસ બાંધેલું છે કે આવું મોટું નજરે લાગતું નથી. એના આલટરની સામેનો લોખંડનો પડદો ૯૩

ફીટ ઊંચો છે અને ૪૩ ફીટ પોહોળાઇમાં છે. તે બનાવવા પાછળ એક કારીગરને સાત વરસ લાગ્યા હતાં. એનું "મેક્રેમેન્ટ" રાખવાનું વાસણ અસલ બ્રાન્ઝને ગીલીટ કરેલું ૭ ફીટ ઊંચું ઘણુંજ સરસ બનાવટનું હતું એવું કે તેની બરોબરી દુનીયામાં બીજું કોઇ ઠેકાણું નથી તે સોનાનું મમટને જ્યારે ફ્રેંચોએ લુટી લીધું ત્યારે તે ભાંજી જોયું તો બ્રાન્ઝનું હોવાથી તેના કટકા ત્યાંજ નાખી ગયા હતા, એ આલટરની બેઉ બાજુએ બે ઉઘાડા ઓરડા જેવું છે જેમા જમણી બાજુએ ચાર્લસ પાંચમાનું તથા ડાબી બાજુના ઓરડામા ફીલીપ બીજાનું પુતળું ગુંઠણ ભુમંડીએ ભણતા હોય તેમ તેઓના બાયડી છોકરા સાથે મુકેલા છે જે બ્રાન્ઝ ધાતુના આબેહુબ પાડેલા કહે છે એ દેવળને લગતા ૪૦ નાના ચેપલો છે તેમાના એકમા છેલા રાજાની પેહેલી રાણી જેણીને પેટે કાઇ છોકરા નહી હતા તેનું દફન રાખેલું છે દેહાંના ધારા મુજબ રાજા રાણીને દાટવાનો ઓરડો જેને "પાનથીયન" કહે છે ત્યા જેઓએ પોતે રાજ કીધું હોય તેઓને તથા તેઓની બાયડી જેણે છોકરાં જન્યા હોય તેઓનેજ મુકે છે બાકી બીજી રાણીઓ કે જેને પેટે ફરજંદ નહીં હોય તેઓને તથા બીજા પાદશાહી ખાનદાનના છોકરા છોકરીઓને તેની પાસે જુદો ઓરડો છે ત્યા મુકે છે એ જગામા હાલ છેલા રાજાની ઘોર કબ્રન સારૂ બનાવે છે તેથી અમોને અંદર જવા દીધા હતા નહીં. એ દેવળમા ફીલીપ, જે Relics (સેંટો તથા ક્રાઇસ્ટને લગતી ચીજો તથા તેઓના બદનના કોઇ ભાગને સાચવી રાખ્યા હોય તેને રેલીક્સ કહેછે) ઉપર એકીન ઘણું રાખતો હતો તેથી તેની ઉપર ઘણી ગમથી જો કોઇ તેની મેહેરબાની મેળવવા માગતું હોય તો તે મોકલતા હતા તે રાખતો હતો અને જે રેલીક્સોને સોના રૂપાના કેસોમા મઢી લીધેલા હતા તે સઘળા ફ્રેંચ લશ્કરે લુટી લીધા હતા અને તેમાના હાડકા તથા બીજા રેલીક્સો ભોયપર નાખી ગયા હતા એવા ૫૧૫ રેલીક્સના રહેઠાણો (Shrines) ઊંચા ઊસ્તાદોને હાથના બનાવેલા હતા તે ઉપ્રાંત નજદીક સો ઊપર એને લગતા સોના રૂપાના વાસણો તથા એક રૂપાનું જવેરાત પેહેરાવેલું વરજીનનું પુતળું તથા સેંટ લોરન્સનું રગીન રૂપાનું મોટું પુતળું જે વજનમા ૪|| હંડ્રેડવેટ હતું તે તથા તેના હાથમા જે લોખંડની ગજેલ

ઉપર તેને ભુજી મારી નાખ્યો હતો તે ગસેલનો એક દાડો જે તદન સોના તથા ઝવેરાતથી મઢી લીધેલો હતો તેની ઉપરનુ બધુ તે લોખડનો દાડો નીચે નાખી કાહાડી લઈ ગયા હતા, જે સારૂ કહે છે કે ૧૪ ગાડા ભરીને એ બધુ લઇ ગયા હતા એ દેવળને લગતી સેકરીસ્ટીમા આગળ દુનીયામા વખણાયલા ચીત્રો ઘણા હતા, પણ હાલ તે મેડ્રીડની પીક્ચર ગેલેરીમા લઇ જઇ રાખ્યા છે તોપણ હજી ઘણા સારા ચીત્રો જોવામા આવે છે તેમા વચલા આનટરવાળુ ચીત્ર ઘણુ સરસ છે તેમા ચાર્લસ બીજાને ગુડણ મડીએ પાદરીઓની સામે પાડી તેની પાછળ તેના બીજા ઉમરાવો ઉભા રાખ્યા છે જે દુરથી જાણે ખરેખર માણસો ઉભા હોય તેમ સરસ પાડેલુ છે એ આરસીની પાછળ એક નાના ઓરડામા એક ઘણુ પવીત્ર ચેપલ તદન રગીન સગેમરમરનુ બાધેલુ છે તે ઘણુજ સરસ છે તેમા એક વેફર (આપણુ "હોલી કમ્યુનીયન' આપવા એ લોકો બનાવે છે તેને Wafer કરી કહે છે એક નાની પેપરમીટની ટીકડી આવે છે, તેવુ એ આકારમા છે) ને એ લોકો ઘણુ પવીત્ર ગણે છે તે રાખેલુ છે એના આનટર ઉપર અસલ સોનું રૂપુ જડી લીધેલુ હતું, પણ ફ્રેંચ લોક તે કાહાડી લઇ ગયા હતા, તે વખ્તે પાદરીઓએ તેની કશી દરકાર નહીં કીધી પણ પેલુ વેફર આગળથી ઊંચકી જઈને નીચે દારનું બોએરૂં હતુ ત્યા સતાડયુ હતુ જેની દરકાર તથા શોધ ફ્રેંચો દારૂ પીવામા તથા લઇ જવામા પડયા તેથી કીધી નહીં હતી અને બચી ગયુ હતું એ વેફરને વાસ્તે કેહે છે કે સને ૧૫૧૫મા હોલેન્ડમા જ્યારે પ્રોટેસ્ટટોનુ જોર વધી ગયુ ત્યારે એ વેફરને તે લોકોએ ભોએ પગ નાખી અપમાન આપવા પગે કચડયુ તે વખ્તે (એ લોકોના કેહેવા તથા માનવા મુજબ) એમાથી લોહી નીકળ્યુ હતુ તે દીનથી એ વેફર ઘણુંજ પવીત્ર ગણાયુ છે એને જરમનીના રૂડાલ્ફ બીજાએ ફીલીપ બીજાને જેને રેલીકસોનો ઘણો વેહેમ હતો તેને સને ૧૬૮૪મા આપ્યુ હતુ જેણે એ આનટર એ વેફર સારૂં ઘણા મોટા ખરચે બધાવ્યુ હતુ હમણા જ્યારે ઉપર લખેલી આરસી ઊંચકે છે ત્યારેજ તે વેફર દેખાય છે ફ્રેંચો પાછા ગયા પછી એ વેફરને ઘણી ધામધુ

મથી રાજા બીજા ચાર્લસ સુધાનુ નરધસ કાઢડીને પાછુ એ જગ્યા પર લાગી રાખ્યુ હતુ અને તેને એટલું તો માન આપે છે કે અભાગી સાથે બીજા ઘણા કેટલીક ખ્રીસ્તીઓ હતા તેઓ મવળા નમ્યા હતા. એ જોઈને મેહેલને લગતા દીવાનખાનાઓ તથા ઓરડાઓ જોવા ગયા હતા એનો મોટો ભાગ અમલની તેપસનારી વર્કથી ભરી નાખેલો છે એક ઓરડામા કાઠસ્તનુ સગેમરમરનુ આખા કદનુ એક પુતરુ સેલીની (Celini) નામના ઉમ્માદને હાથનુ બનાવેલું મુકેલું છે જેની તારીફ ઘણીજ થાય છે મેહલના બીજા ભાગના ઓરડાઓ તદન દેવાલ શીલીંગ બારી બારના સુધા રગીન જાતજાતના લાકડાના ઇનલેડ વર્કના બનાવેલા છે તેમા ગીલ્ડેડ બરાનજ તથા ઇમગીવના શીતીંગમા કીધા છે ને ઇનલેડ વર્કમા ઘેરા વાદળો બાગો ઇત્યાદી સઘળું લાકડાના ઝીના કટકાથીજ બનાવેલ છે તેની શીલીંગો પર ઉસ્તાદોના હાથના પેનટીંગઆ પાડેલા છે ને જમીન વગીર ઇનલેડ વર્કના લાકડાની બનાવી છે જે મવના ડિનટે વર પર ઘણી મેહેનત પડી હતી એમ કેહે છે એ ઓરડાઓપર ૨/૦૦૦૦) પાઊન્ડનો ખરચ બેઠો છે એવા અરમ તે બનાવ્યા છે વળી બીજા ઓરડાઓ જેવી ઘણા છે તેમા બધા ઉસ્તાદોના હાથના ચીત્રો મુકેલા છે એને લગતુ કીતાબખાનુ પણ મોટી અને જુની ચોપડીઓ હાથની લખેલીઓથી ભરપુર છે, પણ એ ચોપડીઓ સઘળી ઊધી પાનાની બાજુ દીસે તેવી રીતે મુકેલી છે તેથી તેના નામો કાઈ વાચી શક્તુ નથી જેઓ જે ઘણી જુની અને સરસ છે તેઓને કાચના કેસો વચમા મુકી તેઓને તેમા એક ગમથી ઊઘાડીને તેમના ચીત્રો દીસતા મુકેલા છે એમા અસલની હાથની લખેલી કોનાનો બાઇબલ આશરે ૧૫ સો ઇસ્વીસન, રીતીવ બીજો ઇત્યાદીઓ વાપરતા હતા તે તથા બીજી અગત્યની ચોપડીઓ વચ્ચે આપણુ એક ઘણુ પુરાનુ કરાનનુ મુકેલ જેઈ અમે ઘણા ખુશી થયા હતા તે હાથનુ લખેલ છે તથા તેમા ઘી તસ્વીરો પણ મજાની પાડેલી છે. એ બીજી આરબી તથા ફારસી ચોપડીઓ સને ૧૪૦૦ના સાલમા મુર લોકોની લડાઇ વખ્તે એક વાહાણુ પ્રી

